# કલાપીના પત્રો

[ લાઠી ઠાકોર સ્વ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલે પોતાના મિત્રો ઉપર
લખેલા પત્રો પૈકી સ્વ. કાન્ત તથા બીજા પાસેના ૧૪૪ પત્રોનો સંગ્રહ.]

પ્રકાશક

**મુનિકુમાર મણિશંકર ભટ્ટ**

કીંમત એક રુપિયો

# સમર્પણ

નામદાર કુમારશ્રી

**જોરાવરસિંહજી સુરસિંહજી ગોહેલને,**

રાજકોટ.

**પ્રિય કુમારશ્રી,**

સ્વ. કલાપીના આ પત્રો, સ્વ. કાન્તે પ્રકટ કરવા ધારેલા તે, આપણા બેયના એ પૂજ્ય વડીલોની મૈત્રીનાં સ્મારક રૂપે આપ નામદારને અર્પણ કરીને કૃતાર્થ થાઉં છું.

ભાવનગર
૧૯-૪-૨૫

આપનો સદાનો
**મુનિકુમાર મણિશંકર ભટ્ટ**

# ઉપોદ્ઘાત

કાશ્મીરનો પ્રવાસ, કલાપીનો કેકારવ, માલા અને મુદ્રિકા, હમીરજી ગોહેલ વગેરે પુસ્તકોનો ગુજરાતી વાંચનાર આલમમાં પ્રચાર વધતો ગયો તેની સાથે જ આ અપૂર્વ સ્નેહમાર્દવભર્યા રાજવી કવિ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલનું જે થોડું જીવન, કાંઇક હૃદયત્રિપુટિ એ અનુપમ કાવ્ય દ્વારા, કાંઇક બેચાર મિત્રોનાં વ્યાખ્યાનો દ્વારા, કાંઇક એકાદ બે પ્રકટ થયેલ પત્રો દ્વારા પ્રકાશમાં આવ્યું હતું તે સંપૂર્ણ સ્વરૂપમાં જાણવાની દરકાર વધતી ગઇ. એક રાજા, એક ઉત્તમ કવિતા લખનાર, એક આશક વગેરે વગેરે તેમના જીવનની વિશિષ્ટતાઓમાં ગૂજરાતને અદ્દ્ભુતતાનાં અને રસનાં અનેક તત્ત્વો મળી આવવાથી એ જીવનકથાની અનેક સાચીખોટી હકીકતો પણ અનેક સ્વરૂપે બહાર આવવા લાગી. ઘણા નાના નવલકારોને હૃદયત્રિપુટિમાં પોતાનાં નવલનું વસ્તુ મળ્યું હશે તેમ જ બીજા અનેક લખનારાને જોરથી પોતાની કલમબાજી ચલાવવા માટે કલાપીએ અવકાશ આપ્યો હશે. પરંતુ આ બધાં જ કૃત્યોની પાછળ જે એક મનોવૃત્તિ દેખાય છે તે એ છે કે કલાપી જેવા નરરત્ન વિશે વધારે સંપૂર્ણ જ્ઞાન મેળવવું. કલાપીનો કેકારવ પ્રકટ કરતી વખતે જ તેમના જીવનને સ્ફુટ કરનાર તેમના પત્રો પણ સાથે સાથે જ પ્રકટ કરવાનો મ્હારા પૂજ્ય વડીલનો આશય હતો, તેમના મિત્રો ઉપરના પત્રો મેળવવાનો તેમણે પ્રયાસ કર્યો હતો, અને સ્વ. જીવણરામ લ. દવે (જટિલ), સ્વ. હરિસિંહજી રૂપસિંહજી, સ્વ. ગોવર્દ્ધનરામભાઇ, સ્વ. મણિલાલ વગેરેએ પોતાની ઉપરના પત્રો તેમને પ્રકટ કરવા મોકલી આપ્યા હતા; પરન્તુ તે વખતે કેટલીક પ્રતિકૂલતાને લીધે

તેઓ કેકારવની પછીની આવૃત્તિમાંના પત્રો છાપીને જ વિરમેલા. અને જે કામ તે સમયે ન થયું તે એમ ને એમ છેક સન ૧૯૨૨ના ડીસેમ્બર સુધી પડી રહ્યું. પરન્તુ તે વખતે તેમણે એ કાર્ય હાથમાં લઇને પ્રકટ કરવા જેવા પત્રો અને પત્રભાગો પૂરી સંભાળથી જૂદા કર્યા અને પછી પોતે પ્રવાસે નીકળ્યા. દૈવયોગે પ્રવાસમાથી તેમને પાછા ફરવાનું બન્યું જ નહિ અને આ પત્રોની સ્થિતિ ફરી વાર પણ પડ્યા જ રહેવાની થઇ. પરન્તુ કલાપીના પત્રો પ્રકટ કરવાનું મહત્ત્વ અને તેની આવશ્યકતા, જેમણે થોડા પણ કલાપીના પત્રો વાંચેલા તેમને પૂરી સમઝાઇ ગયેલી, અને પત્રોને પ્રકાશમાં આણવાનો તેમનો આગ્રહ પણ એટલો જ પ્રબલ હતો.

આ આગ્રહ સકારણ છે. ગુજરાતમાં પત્રોનું સાહિત્ય છેક જ અલ્પ — નહીં જેવું જ — છે. પત્રો કાસદ દ્વારા મોકલાતા ત્યારે પણ સાહિત્ય કે કલાની કક્ષા સુધી ઉંચા આવી શકે એવા પત્રો આપણા સાહિત્યમાં હજી સુધી પ્રસિદ્ધ થયા નથી.* તેમજ જેમાં વ્યક્તિગત વાતો થોડી જ આવે, મુખ્યત્વે કોઈ વિષય કે દશા સંબંધે જ વિચારો કે ઉલ્લેખો હોય એવા નિરપેક્ષ દૃષ્ટિથી ભરેલ પત્રો લખવાનો તો વિચાર જ હજી આપણામા નવીન છે. જ્ઞાનના વિવિધ પ્રદેશોમાં આપણું પરિક્રમણ ઓછું હોવાને લીધે નિરપેક્ષ વા તટસ્થ દૃષ્ટિથી લખવા યોગ્ય વિષયો જ એટલા થોડા હતા કે સ્વાભાવિક રીતે જ એવા પત્રો ઓછા લખાય, એ સ્પષ્ટ છે. ઇંગ્લંડના હોરેસ વૉલ્પોલ કે લૉર્ડ ચેસ્ટરફીલ્ડ જેવાના પત્રો આપણા સાહિત્યમાં હજી પ્રકટ ન થવાનું એક બીજું કારણ આપણે વર્તમાનપત્રો કે છાપખાનાંઓ મોડાં દાખલ કર્યાં એ પણ હોઇ શકે, કારણકે આપણા સાહિત્યમાં વિખ્યાત થયેલ નિરપેક્ષ દૃષ્ટિના પત્રો પણ મુકાબલે નવા જ છે અને તેમાં પણ સમયનું અંતર જાણવા જેવું છે. એવા પત્રોમાં ધ્યાન

* જૈન સાધુઓમાં વિવિધ અવસરે એકબીજા ઉપર કંઇક ચાતુર્યયુક્ત, કલાયુક્ત પત્રો ગદ્યમાં વા પદ્યમાં મેકલવાનો રિવાજ હતો પણ તેવા પત્રો હજી પ્રસિદ્ધ થયાં નથી.

બેંચે એવા પત્રો સ્વ. કાન્તનું ‘ સિદ્ધાંતસારનું અવલોકન ’ અને રા. ઠાકોરનું ‘ દેવી અને યોગીરાજ ’ અને બીજા તે ‘ કૌમુદી ’માં પ્રકટ થયેલા કીર્તિદા ઉપરના પત્રો અને રા. વિજયરાયના વાર્ષિક સાહિત્ય-સમીક્ષાના પત્રો છે. તેમાં પ્રથમના બે અને છેલ્લા બેમાં જેટલું સમયનું અંતર છે તેટલું જ ગુણનું અને તત્ત્વનું છે. આપણા પત્રોના સાહિત્યમા બહુ થોડા વખત ઉપર જ પત્રલેખનનો એક નવો પ્રકાર દાખલ થયો છે તે પ્રકટ ન કરવાના ઇરાદાથી લખેલ છતાં પ્રકટ થયેલ પત્રોનો છે. આ પ્રકારમા પહેલાં નામો રા. કાન્તિલાલ છગનલાલ પંડયા, રા. સન્મુખલાલ ઝવેરલાલ પંડયા અને સૌ. લીલાવતી શેઠનાં નજરે પડે છે. આ પત્રો મુખ્યત્વે પરદેશમાથી અનેકવિધ નવાઇઓના વર્ણનો અને તે ઉપરના વિચારોથી ભરેલા છે. જેટલે અંશે તે પત્રો પ્રવાસના બયાનો કરે અને અવલોકિત ઉપર જ વિચારો રજુ કરે તેટલે અંશે તેમના લેખકોનું દૃષ્ટિબિન્દુ નિરપેક્ષ ગણી શકાય ખરૂં; પરંતુ તે પત્રો પણ ઘણેભાગે લેખક – લેખિકાની મનોદશાઓના સ્પષ્ટાસ્પષ્ટ રંગમા રંગાઇને આત્મલક્ષી બને છે. વિષય સર્વસામાન્ય હોવા છતાં તે રજૂ કરવાની શૈલીમાં પોતાની મનોદશા કે પોતાનું વ્યક્તિત્વ દેખાયા વિના ન રહે તેથી પત્રના સર્વસામાન્ય ગુણનો તો હ્રાસ જ થાય. આ વિલક્ષણતા દોષરૂપે ગણાવાનો લેશ પણ આગ્રહ નથી. તો પણ આવા પત્રોમાં તે ગુણ કરતા દોષરૂપે વધારે દેખાય છે; કારણ કે પત્રો જો કે એક જ વ્યક્તિને ઉદ્દિષ્ટ હોવાનું સ્વરૂપ ધરે છે છતા તેમાંનો ધ્વનિ સમાજને ઉદ્દિષ્ટ હોય તેના જેવો છે. જો કેવલ ખાનગી પત્ર જ હોત અથવા કેવલ પ્રકાશ પત્ર જ હોત તો ખાનગી પત્રોનું આત્મલક્ષિત્વ કે પ્રકાશ પત્રોનું નિરપેક્ષત્વ બેમાંથી એક ગુણ સંપૂર્ણ રીતે પત્રમાં આવી શકત. ખાનગી પત્રો અને પ્રકાશ પત્રોનાં વિશિષ્ટ લક્ષણો ભિન્ન છે તે બન્ને ગુણનો સંકર થતાં એકેય ગુણ વધતો નથી ફલતું બન્ને ઘટે છે. પોતાની જ મનોદશાને વિશેષે વ્યક્ત કરતા આ પ્રકારના પત્રો જીવનચરિત માટે જ સૌથી વધારે ઉપયોગના છે; અને એ રીતે એવા પત્રોનો ઉપયોગ થાય તેમાં જ તેમનું સાફલ્ય

છે; આ કારણથી પ્રકટ ન કરવાના ઇરાદાથી લખાયલા પત્રો પ્રકટ ન જ કરવામાં લેખકને વધારે ન્યાય મળે છે.

જીવનચરિત સાથે પ્રકટ થયેલ પત્રો આ વાતની સત્યાસત્યતા બતાવશે. એવા પત્રોમાં સ્વ. હાજી મહમ્મદના તેમના સ્મારક ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલ બે એક પત્રો અને સ્વ. કાન્તના કાન્તમાલામાં પ્રસિદ્ધ થયેલ પત્રો આવી શકે તેમજ બીજા ઘણા શિષ્ટ લેખકોના જીવનચરિત સાથે પ્રકટ થયેલ પત્રો પણ આ વર્ગમાં મૂકી શકાય. "પ્રકટ ન કરવાના ઇરાદાથી લખેલ પત્રો" કરતાં આવા પત્રો ભિન્ન છે તેમજ તેમના ગુણ પણ વિશિષ્ટ છે. આવા પત્રોમાં સર્વસામાન્ય ચર્ચા જેવા પત્રો પણ જેટલે અંશે આમ આત્મલક્ષી તેટલે અંશે લેખકનું જીવનચરિત ઉકેલવાને માટે સાધન પૂરાં પાડે છે, તો જે પત્રો વિષયમાં અને લખાણમાં ખાનગી જ હોય તે તો લેખકના આત્મવૃત્તાંતને માટે ઉત્તમ સાધન ગણાય એ નિર્વિવાદ છે. વળી જીવનચરિતનાં શુષ્ક અન્યગ્રથિત વર્ણનો કરતાં, લખનારની મનોદશાનાં શુદ્ધ પ્રતિબિંબ વા ઉદ્‌ગારદર્શક નાયકના પોતાના જ પત્રો ઘણા વધારે રુચિર અને આનંદપ્રદ બને એ દેખીતું છે.

પત્રોની વ્યાખ્યા કરતાં મિ. જ્યોર્જ સેન્ટસબરી લખે છે કે "પત્રો એ વાર્તાલાપ પછી તરત આવનાર અને ગેરહાજરીની ખોટ પૂરી પાડનાર એક વ્યક્તિનું વિચાર કે હકીકતનું બીજી વ્યક્તિને નિવેદન છે" એ રીતે પત્ર લેખનનો પ્રદેશ મર્યાદિત છે છતાં એટલા પ્રદેશમાંયે લેખકના શોખથી, ભાષા ઉપરના કાબૂથી, પોતાના વ્યક્તિત્વની વિશિષ્ટતાથી કે કલાસાહિત્ય પ્રત્યેની અભિરુચિથી ઘણી કલા, ઘણી મર્મવેધકતા આવી વસે છે એટલું જ નહીં પરંતુ ક્યારેક ક્યારેક તો એવા પત્ર પણ લખાઇ આવે છે કે તે સાહિત્યના ઉત્તમ નમૂનારૂપ પણ બની રહે છે. પત્રલેખનના પ્રદેશનું મર્યાદિતપણું આમ કલાના પૂર્ણતર વિકાસને અવકાશ આપે છે. રા. કાન્તિલાલ પંડ્યા અને સૌ. લીલાવતી શેઠના પત્રો જેટલે અંશે પ્રવાસનાં વર્ણનરૂપ છે તેટલે અંશે તેમાં ઐકવિધ્ય છે. તેમજ સ્વ. હાજી મહમ્મદ શિવજીના બે એક પત્રો તેમના જીવનનો એક અંશ રજૂ કરવા સિવાય બીજી

રીતે થોડા જ મહત્ત્વના છે. એ રીતે કાન્તના પત્રો વિશિષ્ટ છે અને ધર્મ અને તત્ત્વના મનોમંથનનો એમનો મહાવિષય પણ ન્યારો જ છે. તે માત્ર એક વ્યક્તિને ઉદ્દિષ્ટ છે છતાં ઘણે ભાગે પત્રલેખનની દૃષ્ટિ કેવલ સામાજિક છે; વ્યક્તિગત વાતો કરતાં વિચારોને વધારે મહત્ત્વ અપાયું છે; તેમ જ એ પત્રોની સંખ્યા, લખાયાનો સમય વગેરે સર્વ આ પ્રકારના બીજા પત્રો કરતાં વિશેષ હોવાને લીધે તેમાં વૈવિધ્ય છે. આવા પત્રો જીવનચરિતનાં પ્રકરણો જેવા છે તેથી તેમની રસ નિષ્પન્ન કરવાની શક્તિ ઉત્તમ નવલકથા જેવી અને જેટલી હોય છે. આ કારણથી આનંદ આપવાનું લક્ષ જે સાહિત્યનાં બીજાં અંગોની જેમ પત્રલેખનમાં પણ મુખ્ય છે તે આવા પત્રો વધારે સફલતાથી સાધી શકે છે. જો એ પત્રો જાહેર હોય તો તેમાં આત્મવૃત્તાંત આવે તેટલું લેખકનું અભિમાન ગણાય અને તેનો રસ ઓછો થાય. એથી ઉલટું પત્ર ખાનગી હોય ત્યારે પણ લેખક પોતાની જ વાતને તિરોહિત કરી પ્રત્યેક અનુભવ કે વૃત્તિ કે વિચારને જેટલું બને તેટલું સર્વસામાન્ય રૂપ આપે તો અહંતાનો તિરસ્કાર કરવાની એ નમ્રતા પત્રને ઉંચી કક્ષાએ પહોંચાડે છે. જાહેર પત્રો કરતાં ખાનગી પત્રોમાં વિશેષ ગુણ એ છે કે લેખકના હૃદયની સ્વાભાવિક ઊર્મિ તેમાં પ્રધાન હોય છે. આવા પત્રો ક્વચિત પોતાના આનંદો અને દુ:ખો, ચિંતાઓ અને વિચારોમાં સ્નેહીને સહભાગી કરવાના ઇરાદાથી પ્રેરાય છે. આપ્તજન આગળ હૃદય આપોઆપ ઉકલે તે ખાનગી પત્રોમાં વ્યક્ત થાય છે. ખાનગી પત્રોનું આ લક્ષણ રા. બળવંતરાય ઠાકોરે દર્શાવ્યું છે કે "હૃદય તરફ હૃદય વળે અને ઉકલે તે પ્રકાશ તરફ કુસુમો ઢળે અને ખીલે, એના જેવી કુદરતી જ ક્રિયા છે. વનસ્પતિને પ્રકાશની ક્ષુધા નૈસર્ગિક છે; મનુષ્યને સ્નેહની ક્ષુધા નૈસર્ગિક છે અને વાર્તાલાપ, પત્રાલાપ એ એવાં સ્ફુરણનાં reflex પરિણામ જ છે."

જાહેર પત્રોમાં તેમ નથી. પત્રને રસિક બનાવવાની લેખકની સ્વાભાવિક ઇચ્છાને લીધે અને પત્રનો ભોક્તા જ્ઞાતચારિત કોઇ એક જ ન હોવાને લીધે એવા પત્રોમાં સર્વસામાન્ય તત્ત્વ વિશેષ

રાખવાની લેખકની ઇચ્છા હોય જ. તેથી જ ખાનગી પત્રો જે એક વ્યક્તિ કેવળ અન્ય એકની સહાનુભૂતિથી આકર્ષાઇને લખે છે, અને એ રીતે જેટલી સહેલાઇથી કલાનો સુયોગ સાધે છે, તે સુયોગ પ્રકટ કરવાના પત્રોમાં એટલો સરલ સુલભ નથી. અપૂર્વ શક્તિ કે ઉન્નત કલાભાવનાવાળા સમર્થ લેખકો પ્રકાશપત્રોમાં પણ ઘણી કલા લાવી શકે એ ખરૂં છે. માત્ર, એ એટલું સહેલું નથી. કૃત્રિમતા રહે જ અને તે વળી ખૂંચે જ.

આ પ્રમાણે કોઈ પણ પ્રકારના પત્રોમા જ્યારે કલા ભળે છે ત્યારે એ સાહિત્યનું સ્થાન લે છે.મનની ઊર્મિ એ જ પત્રોનું ઉદ્ભવ સ્થાન હોવાથી ‘ લિરિક ’ જોડે પત્રને સૌથી વધારે સામ્ય છે. અને એવા પત્રો જ્યારે જીવનનાં ચિત્રો રજૂ કરે ત્યારે તે નવલકથાની કક્ષામાં પણ આવે છે. આ રીતે સાહિત્યમાં પત્રોનું સ્થાન વિરલ છે. અને હજી પણ જૂદા જૂદા અણખેડ્યા પત્રલેખનના પ્રદેશોમા વિહાર કરવાના વધારે ને વધારે પ્રયત્નો થવા જોઇએ છે.

આ પત્રો પ્રસિદ્ધ થતાં બે હેતુઓ ફલિત થવાની આશા છે. આ બધા જ પત્રો ખાનગી છે. સ્વ. કલાપીનું હૃદય, તેમના વિચારો, તેમની કવિતા વહેવડાવનારી વેદનાઓ, તેમના મિત્રો સમજી શકે એ હેતુથી લખાયા હોવાને લીધે સ્વ. કલાપીના આન્તરજીવન ઉપર આ પત્રો મહત્ત્વનો પ્રકાશ પાડી શકશે. બીજો હેતુ આપણા સાહિત્યમા સારા પત્રો જે ગણ્યાગાંઠ્યા જ છે તેમની સંખ્યામાં ઉમેરો કરી સુન્દર પત્રલેખનનો એક નવીન પ્રદેશ રજૂ કરવાનો છે. પ્રથમ હેતુની આવશ્યકતા તો ગુજરાતે આટલાં વર્ષો સુધી કલાપીના જીવન વિશે વધારે અને વધારે જાણવાની જે ઉત્સુકતા બતાવી છે તે ઉપરથી સિદ્ધ જ છે. બીજો હેતુ રસિક વાંચકો જેટલે અંશે આ પત્રોનું મૂલ આંકે તેટલે અંશે સફળ થશે.

કલાપીના બીજા બધા લેખોની માફક આ પત્રોનો ખાસ ગુણ તેમાંની સ્વાભાવિકતા છે. અને તેથી જ કલાપીની હમેશની સુન્દર અને સરલ ભાષામા લખાયલા આ પત્રો કલાપીનું અતિ સ્નેહાર્દ્ર, અતિ નિખાલસ હૃદય ઘણી સફલતાથી પ્રતિબિંબિત કરી શક્યા છે.

કલાપીનાં અત્યાર સુધી જે કંઇ લખાણો પ્રસિદ્ધ થયાં છે તે બધાંમાં ખુદ કલાપીના આત્મવૃત્તાંતનો અંશ હતો પરન્તુ એ સર્વમાં કેટલું સાચું અને કેટલી કલ્પના, કયું આત્મવૃત્તાંત અને કયું કલ્પિત ઉમેરેલું એ નક્કી કરવું મુશ્કેલ હતું. આ પત્રો એ મહત્ત્વની ખોટ મોટે અંશે પૂરી પાડીને સ્વ. કલાપીના આંતરજીવનનું શુદ્ધતર સ્વરૂપ રજૂ કરે છે, અને એ રીતે તે અત્યાર સુધીના બધાં લખાણોની ઊણપ પૂરીને તે સર્વને વધારે સ્પષ્ટ રીતે સમજવામાં ઉપયોગી થઇ પડે એમ છે. ગુજરાતી કવિતામાં 'કેકારવ' પોતાનાં માર્દવ, સરલતા અને કેવલ આત્મલક્ષી ઊર્મિગીત જેવા ગુણોને લીધે જે અનન્ય સ્થાન ભોગવે છે તેવું જ સ્થાન જે વેદનાથી પ્રેરાઇ કલાપીએ પોતાની કવિતા રચી તે વેદનાને દેખાડનાર આ તેમના પત્રો પણ કલાપીના સાહિત્યમાં પામે તો નવાઇ નથી. કલાપીનું ગદ્ય અને પત્રમાંના વિચારો તેમની કવિતા જેવા જ છે અને ભેદ કેવલ એટલો જ છે કે તેમની કવિતાઓમાની જે પૂરેપૂરી આપકથની છે તેમા પણ — તે કવિતા હોવાથી — કલ્પનાના અંશો ભળેલા છે, ત્યારે આ પત્રો તેમના હૃદય અને તેમની પરિસ્થિતિના તે તે ક્ષણના પૂરેપૂરા નિર્મલ નિર્ભેળ ઝરણા છે. વળી ભાષા ઉપરનું પ્રભુત્વ કવિતામાં ઊંચી કવિતાના ભોગી હોય તેવા જ બરાબર માણી શકે, ત્યારે આ કાગળોમાંની કલાપીની સરલ સાદી તથાપિ મનોવેધક ભાષા લખતાં-વાંચતાં ન આવડતું હોય એવા પણ શ્રોતાનું દિલ હલમલાવવાને પૂરેપૂરી સમર્થ છે.

'કેકારવ'માં પ્રસિદ્ધ થયેલ પત્રો અને હૃદયત્રિપુટિ જેવાં કાવ્યો કલાપીના જીવનની માત્ર એક જ બાજુ રજૂ કરે છે પરન્તુ તેમના માનસિક જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓ, તેમની અભિરુચિઓ, તેમનું વર્તન, તેમની દિનચર્યા વગેરે તેમના જીવનની બીજી ઘણી ઘણી નાની મોટી વિગતો આ પત્રો પૂરી પાડે છે. કલાપીના પત્રોની આ વિશિષ્ટતાને લીધે જ આ પત્રો પ્રકટ કરવાનો સ્વ. કાન્તે વિચાર કરેલો; જો કે જેમ બને તેમ વધારે વ્યક્તિઓ ઉપરના પત્રો મેળવીને સંગ્રહવાનો તેમનો વિચાર હોવા છતાં જેમ બને તેમ વધારે સંખ્યા

કરવાનું તેમણે ધાર્યું જ નહોતું. આ સંગ્રહમાં ખાસ કરીને કલાપીની વેદનાઓ, તેમના જીવન કે અન્ય વિષય સંબંધી વિચારો તેમના સિદ્ધાંતો બતાવનાર કે તેમના જીવન ઉપર અન્ય કોઈ રીતે પ્રકાશ પાડનાર પત્રો જ સંગ્રહવામાં આવ્યા છે. આ પત્રોનું વર્ગીકરણ તેમણે કરી રાખેલું પરન્તુ પ્રકટ કરતા પૂર્વે આ લેખકને સ્વ. કાન્તના જ દ્દષ્ટિબિન્દુને કાયમ રાખી બીજા પત્રો ઉમેરવાનું યોગ્ય લાગ્યું તેથી તેમ કરવામાં આવ્યું છે. એથી કરીને આમાં કોઇ વધારે સુન્દર પત્ર આવી શક્યો હોય—જો કે સંભવ થોડો જ છે—તો તેનો યશ એ દૃષ્ટિબિન્દુને છે પરન્તુ કોઇ બીજાને મુકાબલે અરસિક કે જરા નીચી કોટિનો પત્ર આમાં આવ્યો હોય તો તેનો સર્વ દોષ એ આ લેખકની મૂલ દૃષ્ટિબિન્દુને ચીવટથી વળગી રહેવા જેટલું સમજવાની અશક્તિનો જ છે. સ્વ. કલાપીએ વ્યક્તિ માટે દર્શાવેલ અભિપ્રાય, તેમનાં પર્યટનો, તેમના અન્યના પ્રશ્નોના આપેલ પૂર્વાપર સંબંધહીન ઉત્તરો તેમજ વ્યક્તિગત વાત બધી જ આ પત્રોમા કે પત્રોના ભાગમાં જ્યા જ્યાં આવતી હતી ત્યાં ત્યાંથી સંભાળપર્વક છોડી દેવામાં આવેલ છે.

આ સંગ્રહ કાંઇ અનુક્રમ શોધવાની જો કોઇને આશા હશે તો તે નિષ્ફળ જવાનો ભય છે. પ્રત્યેક વ્યક્તિ ઉપરના પત્રોને તારીખ-વાર અનુક્રમમાં ગોઠવવા સિવાય બીજો કોઇ ક્રમ સ્વીકારવો સંભવિત જ નહોતો. અને જે પ્રમાણે નકલો થતી ગઇ તે પ્રમાણે પત્રો છપાયા છે. છતાં એક અનુક્રમને વળગી રહી શકાયું છે. કલાપી પોતાના એક પત્રમાં લખે છે કે તેમનું હૃદય ચાર જ જણા સમજી શકેલા: તે કાન્ત, મણિલાલ દ્વિવેદી, કવિ ત્રિભુવન પ્રેમશંકર. અને રમા તેમાંના પહેલા બે ઉપરના પત્રો એકમેકની જોડે ગોઠવ્યા છે. સ્વ. હરિસિંહજીએ તો કલાપીનું જીવન આલેખતો પત્ર લખ્યો છે તે ખાતર તેમના પત્રો પહેલા મૂકાયા છે.

સ્વ. હરિસિંહજી રૂપસિંહજી ગોહેલ એ ભાવનગર પાસે આવેલ વરલના દરબાર હતા. અને તત્ત્વજ્ઞાન પ્રત્યેની અભિરુચિને લઇને થીઓસોફિસ્ટ થયેલા. ભાવનગરના લૉજના એઓ પ્રમુખ હતા.

એટલું જ નહીં પરન્તુ સ્થાપક પણ હતા. એમના આગ્રહને લઇને જ કલાપી થીઓસોફિસ્ટ થયેલા. તેમનો પોતાનો જ પત્ર તેમજ તેમની ઉપરના કલાપીના પત્રો બધા આ બન્ને ધર્મબંધુઓના સ્નેહસંબંધનો સરસ ચિતાર આપે છે જ એટલે અહિં વિસ્તારનું પ્રયોજન નથી.

સ્વ. મણિલાલ દ્વિવેદીને કલાપી મિત્ર કરતાં એક ગુરુ કે વડીલ જેવા વધારે લેખતા. આજ સ્થાન એમણે પાછળથી સ્વ. ગોવર્દ્ધનરામભાઇ માટે રાખ્યું હતું. પરન્તુ સામાજિક અને બીજી ઘણી બાબતોમાં મણિલાલ એ કલાપીના સૌથી પ્રબલ સલાહકાર હતા. આ સંગ્રહમાં તેમની ઉપરના જે બે પત્રો પ્રસિદ્ધ થયા છે તે અગાઉ પણ થોડા ઘટાડા સાથે પ્રસિદ્ધ થઇ ચૂક્યા છે. એ બન્નેમાં પોતાની દશા સૌથી સારી રીતે અને બધા દૃષ્ટિબિન્દુથી મણિલાલ સમક્ષ મૂકવી અને તેમનો મત લેવો એ માનસ વ્યક્ત થાય છે. આ પ્રકારના પત્રો તેમણે મણિલાલ અને ગોવર્દ્ધનરામ ઉપર જ લખ્યા છે.

ગુજરાતી ભાષાના એક સમકાલીન શોખીન તરીકે અને એક નવીન પ્રકારના કવિતા લખનાર તરીકે કાન્તની મૈત્રી કલાપીએ શોધી. તે વખતનું કલાપીનું હૃદયચિત્ર તેમના પત્રો કરતા તે વખતે તેમણે કાન્ત ઉપર લખેલ “નૂતન સખા પ્રતિ” એ કાવ્યમાં વિશેષ વ્યક્ત થાય છે. પરિચય ગાઢ થતાં કવિતા ઉપરાંત તત્ત્વજ્ઞાનના અને ધર્મના પ્રદેશમાં કાન્તની અભિરુચિ અને ખુદ કલાપીનું પણ એ તરફ વલણ તેમના સ્નેહનું પોષક બન્યું. ઘણે ખરે અંશે કલાપી અને કાન્ત વચ્ચેનો પત્રવ્યવહાર એ ધર્મ તત્ત્વજ્ઞાન અને સાહિત્ય ઉપરની ચર્ચાથી ભરેલો છે. પરન્તુ કલાપીની કવિતા જે એમના જીવનમાં જ ઓતપ્રોત થયેલી તે સમજવા માટે તેમને પોતાના જીવનની કેટલીક વાતો લખવી પડતી અને આ રીતે કલાપીનું આત્મવૃત્તાંત તેમના કાન્ત ઉપરના પત્રોમાં સૌથી વધારે સારૂં મળી શકે છે. એમાંનો એક પત્ર જે બીજે થોડા ઘટાડા સાથે પ્રસિદ્ધ થયો છે તેમાં તે પોતાના જીવનનો સવિસ્તર અને આખો વૃત્તાંત લખે છે. એ પત્રમાં તેમણે પોતાની સરલ અને સચોટ વાણીમાં પોતાનાં દર્દ અને વેદનાઓનો આખો ઇતિહાસ કહ્યો છે. એટલા માટે અત્યાર

સુધી પ્રસિદ્ધ થયેલ કલાપીના પત્રોમાં આ પત્ર સૌથી મહત્ત્વનો છે. કાન્ત ઉપર સ્વીડનબૉર્ગ વિષે પણ એમણે લખ્યું છે. સ્વીડનબૉર્ગના ધર્મવિચારો નામે એક છાપેલો પત્ર જે કલાપીના લેખ તરીકે પ્રસિદ્ધ થયો છે તેમાંની ટીકા પછી કલાપીએ સ્વીડનબૉર્ગ સંબંધે પોતાનું મંતવ્ય ફેરવેલું એટલું જ નહી પરન્તુ એ જ મતનું સમર્થન કરનાર "માલા અને મુદ્રિકા"નું તેમણે ભાષાન્તર કરેલું અને Charles Robinson નામનાં નવલનું ભાષાન્તર શરૂ કરવા છતાં પૂરૂં કરી શકેલા નહીં તે પુસ્તક પણ થોડા વખતમા પ્રસિદ્ધ થશે.

જીવણરામ લક્ષ્મીરામ દવે — જટિલ — ઉપરના પત્રો મોટે ભાગે એકદેશીય છે. હમીરજી ગોહેલ ઉપર એક મહાકાવ્ય લખવાનો કલાપીનો ઇરાદો જૂનો હતો. જટિલ તેમાં મદદ કરનાર હતા. તે ઉપરાંત કલાપીનાં કેટલાંએક કાવ્યો ઉપર તેમણે 'ચન્દ્ર' 'સુદર્શન' વગેરેમાં વિવેચનો લખ્યાં હતા. એ પહેલાં ભાવનગર કેળવણી ખાતામાં નોકર હતા પણ પછી તેમણે લાઠીમાં નોકરી સ્વીકારેલી તેથી એ ગૃહસ્થ કલાપીની નોકરી તેમજ કલાપીની મૈત્રી બન્ને સાધી શકયા હતા. મૈત્રી અને નોકરી એ વિષય ઉપર તો, ખુદ કલાપીનો જ એક જટિલ ઉપર પત્ર, તેમજ એક પત્ર કાન્ત ઉપર, બન્ને વધારે સારો પ્રકાશ પાડી શકે છે.

જ્યારે આ પ્રમાણે કલાપી, ગોવર્દ્ધનરામ, મણિલાલ, કાન્ત જટિલ વગેરે આજે આપણામાં પ્રખ્યાત થયેલ પુરુષોની સાથે વાર્તાલાપ કે પત્રાલાપ દ્વારા મૈત્રી સાધી રહ્યા હતા ત્યારે ગોંડલમાં એક ઉગતા કવિની કવિતાએ તેમને મોહિત કરેલા, એ રા. જન્મશંકર મહાશંકર બુચ. સ્વ કલાપીએ "બાલક કવિ" નામનું કાવ્ય 'લલિત' વિશેજ લખ્યું છે. તેમની ઉપરના કલાપીના પત્રોમાંથી મહત્ત્વના ઘણાખરા પ્રસિદ્ધ થઇ ગયા છે. કલાપીએ ઘણાં કાવ્યો લખ્યા હોવા છતાં કવિ હોવાનો દાવો કર્યો જ નહોતો કેમકે તેમની કવિતાની ભાવના ઘણી ઉંચી હતી અને તેઓ જેને ઉત્તમ કવિતા કહેતા તેને મુકાબલે ત્રીજા કે ચોથા વર્ગમાં પણ મૂકી શકાય તેવી ગુજરાતી કવિતા તેમને જવલ્લે જ જડતી એ તેમના ખેદનો વિષય હતો. કવિ કવિ

છે કેમકે તે ઉદાર છે એ સત્ય આપણને 'લલિત' ઉપરના પત્રોમાંથી મળ્યું છે. 'લલિત' ઉપરના પત્રો આ વિચારોથી ભરેલા છે.

ભાવનગરના સ્વ. મહારાજા ભાવસિંહજી ઉપરના તેમના બે પત્રો તેમાંનાં વિશિષ્ટ લક્ષણને લીધે આમાં ઉમેર્યા છે. સ્વ. મહારાજા-સાહેબની સંગીત ઉપરની અભિરુચિ અને કલાનો શોખ સુવિદિત છે. તેમજ અતિશય સ્વતંત્ર મિજાજના મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકર પ્રત્યેનો કલાપીનો પક્ષપાત, જેનો ઉલ્લેખ સ્વ. મસ્તકવિ વિશેના બે ત્રણ લેખમાં થયો છે, તે આમાના એક પત્રમાં વ્યક્ત થાય છે. કલાપીના પરચુરણ પત્રોમાં વ્હાલા કવિરાજ સંબોધન જેમને છે તે આ મસ્તકવિ. એ કવિમિત્રની પ્રશંસા કરવામાંયે કલાપીની તીવ્ર ગુણજ્ઞતા અને કલારસિકતા દેખાઇ આવે છે.

કલાપીનું વ્યક્તિત્વ તેનાં વિવિધ સ્વરૂપોમાં જોઇ શકાય તેવા હેતુથી જૂદા જૂદા માણસો ઉપરના તેમના જુદા જૂદા પત્રો આ સંગ્રહમા લીધા છે. એ બધામાં એક વાત જોઈ શકાશે કે તેમનો પ્રિય વિનોદ વાચન હતો. અન્ય ઉપરના પત્રો કરતાં આ વિભાગમાં લીધેલા પત્રો વધારે વર્ષ ઉપર વિસ્તરેલ છે તેને લીધે સ્વ. કલાપીની શૈલી કેવી રીતે ઉત્તરોત્તર વિકાસ પામતી ગઇ, કેવા પ્રકારે અને કઇ દિશામા એ વિકાસ થતો ગયો—એ સર્વ આ પત્રોમાં જોઇ શકાય છે.

ગોવર્દ્ધનરામભાઇ પ્રત્યે કલાપીની પૂજ્ય બુદ્ધિ હતી. તેમની સાથેના પત્રોમાં સાહિત્યચર્ચા કરતાં વ્યવહારચર્ચા વધારે છે. રાજ્યને વધારે સુન્દર, વધારે પ્રજાહિતસ્વી, વધારે સંગીન કેમ બનાવી શકાય, એવું રાજ્ય બનાવવા માટે આદર્શ રાજા કેવો હોવો જોઈએ, તેના ધર્મ શા છે એ બધા ઉપરના સ્વ. કલાપીના વિચારો ગોવર્દ્ધનરામભાઇ પરના પત્રોમાં છે.

કલાપીના સાહિત્યના મિત્રો ઉપરાંત તેમના બે સહચરો કે નિકટ સ્નેહીઓનાં નામ તેમના જીવનની સાથે છૂટાં ન પડી શકે તેમ જડાઇ ગયાં છે, તે વડીયાના દરબારશ્રી બાવાવાળા અને હડાળાના દરબારશ્રી વાજસુરવાળા. કાશ્મીરના પ્રવાસમાં જેમનો ગીગાભાઇ નામે ઉલ્લેખ છે તે જ દરબારશ્રી વાજસુરવાળા. તેમની ઉપર કલાપીએ

લખેલ દુહાઓ હમણાંજ પ્રકટ થયેલ છે. અત્યારે કલાપી વિશે જો કોઇ સંગીન માહિતી આપી શકે તેમ હોય તો તે વાજસુરવાળા છે. તેમની ઉપર કલાપીએ અનેક પત્રો લખ્યા છે તેમાંના કોઇક પ્રકીર્ણ પત્રોમાં છે. બીજા પ્રકટ કરવાનો તેમનો આશય છે માત્ર તેમાંના પાંચ લાક્ષણિક પત્રો આ સંગ્રહમાં મૂકયા છે. દરબારશ્રી કવચિત્ કાવ્યો લખતા અને કલાપીએ એ કાવ્યોની ઘણી પ્રશંસા કરી છે. કલાપીને મિત્રોના સહચારની ઇચ્છા કેટલી તીવ્ર હતી, નિકટ સહચરો પ્રત્યે તેમનું હૃદય કેવું સ્નેહાર્દ્ર હતું, એ આ પત્રો સ્પષ્ટ કરે છે. કવિતા વિશેના વિવેચનના પણ પત્રો આમાં છે તે એ વિષયનાં એમના અન્યત્ર દર્શાવેલા વિચારો સાથે વાંચતાં કલાપીની કાવ્ય ભાવનાને મૂર્તિમંત કરી શકાશે.

આમ આ સંગ્રહમા કલાપીના પત્રો છે. બધામા તેમના હૃદયની નિખાલસતા, તેમના સ્વભાવનું માર્દવ, તેમની વિરલ સ્નેહાળતા, કોઇક જ દેશી રાજામાં નજરે પડતો વિવેકના બાહ્યાચારો પ્રત્યેના તિરસ્કાર સહિત વિનય ભર્યો છે. એ બધા જ પત્રોની સ્વાભાવિકતા અને સરલતા તેમાના મુખ્ય ગુણો છે. સ્નેહાળ આત્માના વ્યક્તિત્વભરી કલાપીની સરલ અને મધુર લેખનશૈલી, તે પત્રોમાંનો ધ્વનિ, વિચારોનું સ્ફુટ અને સ્પષ્ટ આવિષ્કરણ, વિષયોની અને તેમને નિવેદન કરવાની શૈલીની વિવિધતા, પત્રોમાં વારંવાર આવતાં કરુણા અને માર્દવ, અને પોતાના જ અનુભવમા બેસે એવા નિર્ણયોનો જ સ્વીકાર કરવાનું વિચારસ્વાતંત્ર્ય: એ બધાં જ લક્ષણો વિચક્ષણ વાચક જોઇ શકશે.

પ્રકાશકે તંત્રી થવાની છૂટ પણ લીધી છે. અને તેથી કલાપીના શબ્દે શબ્દ કે પંક્તિએ પંક્તિ પ્રસિદ્ધ કરી નથી. એવું કેટલુંક છોડી દેવામાં આવ્યું છે પરન્તુ કોઇ જ સ્થળે પ્રસિદ્ધ થયેલ વસ્તુમાં ફેરફાર કે ઉમેરો કર્યો જ નથી. ખુદ કલાપી હયાત હોત તો આમાંનું કેટલું પ્રસિદ્ધ કરત તે સમજીને તે પ્રમાણે વર્તવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. સ્વ. કાન્તે પત્રપ્રકાશનનું માથે લીધેલું કામ પૂર્ણ કરવાનો ખેદકારક બોજો જેમ બને તેમ સારી રીતે અદા કરવાનો આ એકમાત્ર પ્રયત્ન

છે. પ્રયત્નમા દોષો હશે તેની જવાબદારીમાંથી લેખક છટકવા માગતો નથી. છતાં જો આ પત્રો કલાપીસાહિત્યમાં જ નહીં પરન્તુ ગુજરાતના સાહિત્યમાં એક સુન્દર અને ઉપયોગી વધારો કરી શક્યા છે એમ લાગે તો આ પ્રકટ કરવા પાછળ લેવાયેલ શ્રમ માટે હું મ્હને કૃતકૃત્ય માનીશ. અને ગુજરાત આ કાર્યને વધાવી લેશે તો હવે પછીની આવૃત્તિઓમા બીજા લાક્ષણિક પત્રો પણ ઉમેરવાને બનતો પ્રયત્ન ઉમંગથી કરીશ.

ભાવનગર: તા. ૨૭ ૪–૨૫ **મુનિકુમાર મણિશંકર ભટ્ટ**

## હરિસિંહજીનો કલાપી વિષેનો પત્ર

તા. ૨૩મી જુલાઇ ૧૯૦૪

**પરમ સ્નેહિ ભાઇશ્રી મણિશંકર**

આપનું તા. ૨૧મીનું પત્ર મળ્યું. સ્વર્ગવાસી લાઠી ઠાકોર સાહેબની બાબતમાં આપ મ્હારો અલ્પ અનુભવ જાણવા માગો છો—પણ તેમના વિષે હું કેટલું લખી શકીશ ? એમના જે ગુણો મ્હારા જોવામાં અનુભવવામાં આવ્યા છે—તે બધા વિસ્તારથી લખતા ઘણી અવકાશ જોઇએ—જે મને હમણાં નથી.

કમનસીબે ઠાકોર સાહેબની સાથે માત્ર બે વખત જ માત્ર થોડા થોડા દહાડા હું રહેવા પામ્યો છું. એમ અમારો પત્રવ્યવહાર પણ એકાદ બે વર્ષ ચાલ્યો ત્યા એમનો દેહ પડી ગયો.

પોતે બહુ સારાં કાવ્ય કરે છે, તેમ સ્વભાવ પણ બહુ આનન્દી ને સરલ છે એમ મેં મ્હારા ઘણા સ્નેહિઓથી સાંભળેલું. ત્યારબાદ રાજકોટ એક મેળાવડામા મ્હારૂં તેમને મળવું થયું. અમારે વાત તો પાંચ સાત મિનિટ જ થઇ પણ તેટલાથી જ હું તો બહુ પ્રસન્ન થયો—કારણ તેમની મુખમુદ્રામા જ તેમનું નિર્મળ અને સ્નેહાળ અંતઃકરણ પ્રકાશી રહ્યું હતું. બીજાની માફક તેમનું મન જાણવાને બહુ ફાંફા મારવાં પડે તેમ નહતું. અમારે બન્નેને પાછું મળવું અને થોડા દિવસ સાથે રહેવું એમ તો અમે બન્નેએ ત્યા જ નિશ્ચય કરી લીધો. પણ ભાવિ પ્રબળ છે. લગભગ બે વર્ષ સુધી પાછું ફરી મળવાની અમને અનુકૂળતા આવી જ નહી.

છેલ્લે જ્યારે પોતે ગોપનાથ પધાર્યા ત્યારે મહિનો માસ ત્યા જઇ સાથે રહેવા મેં વિચાર કર્યો પણ તેટલામાં જ મ્હારી મ્હોટી પુત્રીનો માત્ર થોડા દહાડાના મંદવાડમાં જ સ્વર્ગવાસ થવાથી હું

પછી ગોપનાથ જઇ શક્યો નહીં. તળાજેથી પોતે બહુ મમતા ભરેલ ઉત્તર લખ્યો પણ હું મ્હારી પુત્રીના મરણથી શોકમાં હઇશ અને પોતાનું પધારવું મને ઉપાધીરૂપ થશે એવો ખ્યાલ કરી પછી પોતે પધાર્યા નહિ.

પણ ઘરે પધાર્યા પછી મને લાઠીએ બોલાવા પોતાનો આગ્રહ શરૂ થયો. લગ્નપ્રસંગે હું મોણપુર ગયેલો ત્યાંથી તેવે જ નિમિત્તે રાજકોટ જવાનું થતાં વળતાં બે દહાડા લાઠીમાં રહેવાનો મેં સંકેત કર્યો.

પણ અત્યારે આ વાતનું સ્મરણ કરતાં તેનાં બધાં ચિત્રો મ્હારી દૃષ્ટિગોચર થાય છે. અમારી ગાડી સ્ટેશન નજદીક પહોંચે છે—ઠાકોર સાહેબ સીગ્નલની પાસે છત્રી ઓઢી ઉભા છે—અને ગાડી ઉભી રહેતાં હસ્તે મુખે મ્હારી સામા પધારી ઘણા સ્નેહભાવથી હાથ મિલાવે છે. ગાડીઓનાં બારણાં ઉઘડે છે અને જતાં આવતાં લોકોનો શોરબકોર થઇ રહે છે. પણ મ્હારૂં ચિત્ત હવે ઠાકોર સાહેબની સાથે વાતોમાં જ લીન થાય છે. અને અમે ક્યારે ગાડીમાં બેઠા અને ક્યારે ચાલ્યા—તેનું ઉતારે પહોંચ્યા પછી જ ભાન થાય છે. આહા! ચિત્રગુપ્ત ત્હારી વિશાળ સ્લેટમાં આવાં કેટલાંય ચિત્રો આલેખાયાં હશે.

ઠાકોર સાહેબનો સ્નેહ કંઇક અલાકિક હતો. તેમના દરેક શબ્દ મ્હારા અંતઃકરણને તો અમૃત સમાન લગતા. વઢવાણ ઠાકોર સાહેબના સ્વર્ગવાસ પછી સ્નેહની મને પાછી ઝાંખી થવા લાગી. સામાનું મન વશ કરવાની ખરેખર એમનામા કોઇ અદ્ભુત શક્તિ હતી અને તે માત્ર તેમના શુદ્ધ અને સ્નેહાળ અંતઃકરણને લીધે જ. એક નૃપતિમાં જે જે ગુણો જોઇએ તે બધા તેમનામાં ભાસમાન થતા હતા. પણ તેનું કારણ હવે જ્યારે તેમનો દેહ પડી ગયો ત્યારે જ સમજાય છે — કારણ આવા નૃપતિ આ સમયમાં હોય એવા આપણા દેશનાં અને લોકોનાં ભાગ્ય જ ક્યાં છે.

હું ત્રણ દહાડા લાઠીમાં રહ્યો તેટલામાં મેં ઘણું નવું જોયું અને જાણ્યું કારણ પોતે કૃપા કરી ઘણો ભાગ મારી સાથે જ રહેતા અને જમતા — તેથી વાતો કરવાને પણ અમને બહુ સારો અવકાશ મળતો.

તત્ત્વજ્ઞાન સંબંધિ અને ખાસ કરી થિયોસોફી સંબંધિ અમારે વધારે ચર્ચા થતી—તે ઉપરથી મને એટલું તો લાગ્યું કે પોતાને વાંચવાનો શોખ બહુ જ ઉત્તમ પ્રકારનો છે. કાઉન્ટેસ વાર્કુમિસ્ટ્ર જો ભાવનગર ન પધાર્યાં હત તો પાંચ દહાડા હું જરૂર તેમની સાથે વધારે રહેત. કારણ કે તેમના સહવાસથી એક તરેહનો નહિ પણ અનેક તરેહનો આનંદ મને આવતો હતો.

પણ હવે ઘેર આવ્યા પછી અમારો પત્રવ્યવહાર શરૂ થયો. કમનસીબે એમના બધા પત્રો મને હાથ આવ્યા નથી. કારણ વચમાં બેત્રણવાર મારે લાંબી મુસાફરીએ જવું પડયું હતું એટલે તેમના તે પ્રસંગના પત્રો હું સાંચવી શક્યો નથી. એમનું શરીર થોડા સમયમાં પડી જશે અને આ માત્ર થોડા પત્રો જ મ્હારી પાસે તેમની નિશાની તરીકે રહી જશે એમ કેને ખબર હતી?

મ્હારૂં બીજી વખતનું લાઠી જવું તેમને થિયોસોફીસ્ટ તરીકે દીક્ષા દેવાના પ્રસંગમાં થયું હતું. તે વેળા મ્હારા પરમ સ્નેહી આપણી સામળદાસ કોલેજના પ્રિન્સિપાલ મિ. ઉનવાળા અને અમારા થિયોસોફિક બન્ધુ ગુંસાઇ મ્હારાજગીર પણ સાથે હતા.

આ ત્રણ ચાર દહાડા અમોએ જે આનંદમાં કાઢ્યા તેનો બીજાને કઇ રીતે ખ્યાલ આપી શકાય?

સવારના ઠાકોર સાહેબના કાવ્ય અને લેખ તેમના પ્રાઇવેટ સેક્રેટરી પાસે અમે મ્હોટેથી વંચાવતા, બપોરના શાસ્ત્રીની વાતો અને તેમના શ્લેષના ચમત્કારનો આનંદ લેતા; અને સાંજરે બહાર ફરીને આવ્યા પછી એકાદ કલાક કવિરાજની વાર્તા ચાલતી. આપણા પૂર્વના ક્ષત્રીવીરોની કથાઓમાં ઘણે ભાગે જો કે વીરરસ પ્રધાન હોય છે તોપણ તેમાં બીજું ઘણું શીખવાનું છે. અને વળી જ્યારે તે આપણા કવિરાજ જેવાના મુખથી સાભળવામાં આવે ત્યારે તેની મન ઉપર ઓર છાપ પડે છે. મ્હારા વિચાર પ્રમાણે દરેક રાજકુમારે આવી વાતો સાંભળવી જોઇએ. સ્વદેશાભિમાન, ધર્મનું રહસ્ય, નીતિ અને પોતાના કુળની પ્રથા — એ બાબતમાં આપણા રાજ્યવંશીઓમાં જે "ધર્માય નમ:" જેવું જોવામાં આવે છે તેનું કારણ આવી

કેળવણીની ખામી છે. આપણા કવિરાજનો જ બનાવેલો આ એક છપય કેટલું શીખવે છે?

ધરા સિર સોં ધરે, મરે વા એખ ન મૂકે
ભાગે સોં નહિ લરે, સુર બદ કલી ન ચૂકે
નિરાધાર કો દેખ દિયે આધાર આપ બલ
અડગ બચન ઉચ્ચાર સ્નેહમેં કરે નહિ છલ
પરત્રિયા સંગ ભેટે નહીં ધ્યાન ધરે અબધૂત કો
સબ સમજ ભેદ, પિંગલ કહે એહિ ધર્મ રજપૂત કો.

અસલના રાજાઓ — કવિઓ જોતિષિઓ શાસ્ત્રીઓ અને ગાનકલાના ઉસ્તાદોને જે નિરંતર પાસે રાખતા હતા—તેનાં પણ કંઇ આવાં જ કારણો હતા.

રાજા જો આનંદી અને રસજ્ઞ હોય તો કેટલા લોકોને લ્હાવ છે? લાઠી ઠાકોરમાં આવા ગુણો સર્વાંગે હતા અને તેથી જ તે આનંદ લેતા ને બીજાને પણ આપતા.

એક લેખક અને કવિ તરીકે મ્હારા કરતા આપ તેમને વધારે જાણો છો. વળી એ બાબદમાં હું તેમને પૂરતો ઇન્સાફ પણ આપી સકું તેમ નથી. કારણ અનુપ્રાસ વગરનાં અને સમજવા સારૂ શેર તીખા લેવા પડે તેવા કાવ્યનો હું અનુયાયી નથી. છતા ઠાકોર સાહેબનાં જેટલા કાવ્ય મ્હારા વાચવામાં આવ્યાં છે તેમાંનાં ઘણાંખરાં મ્હને પ્રિય છે. કારણ સ્થળે સ્થળે તેમની અવલોકનશક્તિ અને ઉચ્ચ ભાવનાનો તેમા ભાસ થાય છે.

પણ એક રાજવંશીના કરતાં તેઓ એક તત્ત્વજ્ઞાની યોગી થવાને વધારે લાયક હતા—કુદરતે તેમનામાં તેવા રજકણો વિશેષ નાખ્યાં હતાં. આપ વખ્તે જાણતા હશો પણ એક વખ્તે તો રાજ્ય સુધાં છોડવાનો પોતે નિશ્ચય કરી બેઠા હતા. આ બાબતમાં અમારે લાંબો પત્રવ્યવહાર ચાલ્યો હતો તેમાંથી મને એકાદ પત્ર જ હાથ આવ્યો છે. મ્હારો મત એવો હતો કે રાજાએ પોતાના ધર્મથી કંટાળી સંસાર છોડી દેવો એ એક તરેહની નબળાઇ છે. આ બાબતમાં કેટલુંએક ન રૂચે તેવું પણ મ્હારે કહેવું પડયું હતું. મનને ન

ભાવતી વાત સાધારણ મનુષ્યને પણ પ્રિય લાગતી નથી તો પછી રાજાઓનું તો પૂછવું જ શું? છતાં પોતે મ્હારા પત્રમાં જુવો શું લખે છે? "જે લખ્યું તેને માટે ઉપકાર માનું છું. માન અપમાનનો કદિ વિચાર કરશો નહિ. સ્નેહમાં અને સ્નેહિ પણ જ્યારે સ્નેહિના હિતનો વિચાર કરતો હોય છે ત્યારે માન અપમાનના વિચારથી હાનિ જ થાય છે. આપ હમેશાં જે મનમાં આવે તે લખશો."

અહા! કયાં છે અત્યારે આવા નૃપતિઓ! હિન્દનો પૂર્વકાળમાં જે આટલો મ્હોટો ઉદય હતો તે આવાં રત્નોથી જ.

ઉદારતાનો ગુણ પણ તેમનામાં એક રાજવંશીને છાજે તેવો હતો. સખાવત! આહા! ત્હારામાં શું શું ચમત્કાર રહ્યા છે! ત્હારા ભક્તના અનેક દોષોને ઢાંકી જગતમાં તેમનું તું કેવું ગુણગાન કરાવે છે! કરણને વિક્રમને અને ભોજને આજે કેટલાં વર્ષ વીતી ગયાં છે છતા એ ત્હારા પ્રતાપથી જ હજુ હયાત છે. ભો અત્યારના કેટલાક નૃપતિઓ ત્હારા ભક્તને 'ડેમફુલ્સ' કહે. ભો તેમને મૂર્ખ ને ભોળાનાં વિશેષણો લગાડે. ગીજનીના મહમદની પેઠે પોતાના કોષ જોઇ અંત વખ્તે તો તેમને પણ બળાપો થવાનો—પણ હા! તેટલી વિચારશક્તિ હશે તો.

સ્વર્ગવાસી સુરસિંહજી જેવા તો જાણતા જ હતા કે આવા આનંદ તે નીચ કોટીના અને ક્ષણભંગુર આનંદ છે. જે પૈસાને આવા નૃપતિઓ અત્યારે પોતાનો માને છે—તેને અત્યાર સુધીમા કેટલા લોકો પોતાનો માની પૃથ્વીમાં સમાઇ ગયા! જેમ તે આ પુરૂષનો ન થયો તેમ તે આ આપણા નૃપતિઓનો પણ નહિ જ થાય. લાઠી ઠાકોર કહેતા હતા કે પૈસો સંગ્રહ કરવામાં મને આનંદ આવતો નથી પણ જ્યારે તે કોઈ ગરીબના ઉપયોગમાં આવે છે ત્યારે જ મને નિવૃત્તિ થાય છે.—કષ્ટ વેઠતાં પણ જો બીજા સુખી થતા હોય તો તે એક સુકર્મ જ છે.

પણ દુર્જનો જે હમેશાં દોષદષ્ટિથી જ જુએ છે, તેને લાઠી ઠાકોર સાહેબમાં વખ્તે એકાદ દોષ પણ જણાતો હશે. પણ આવા લોકો તે વેળા પોતાના અંતઃકરણમાં જ જો વિચાર

કરતા હોય તો જણાય કે તેમની બાનિસ્બત ઠાકોર સાહેબ એક દેવ મિસાલ હતા. હમેશાં સામાના દોષ જોવામાં આપણે આ એક ભૂલ કરીએ છીએ તે એ કે તેના હજાર ગુણો વિસરી જઇ તેના એક નજીવા દોષની સાથે આપણા ગુણને સરખાવીએ છીએ અને આપણને ચડતા માની વૃથા આનંદ પામીએ છીએ પણ તેના બધા સદ્‌ગુણો સાથે આપણા દુર્ગુણોને જ્યારે મુકીએ ત્યારે જ જણાય કે આપણે હજી કેટલા પછવાડે છીએ.

હું જાણું છું કે ધાર્યા કરતાં આ મ્હારો પત્ર ઘણો વધી ગયો છે—છતાં હું લાઠી ઠાકોર સાહેબને જોઇએ તેવો ઇન્સાફ આપી શકયો નથી. પણ આપ જેવા બીજા ઘણા તેમના સ્નેહિઓ છે જે મ્હારા કરતાં તેમના વધારે સહવાસમાં રહ્યા હોવાથી તેમના ગુણો વધારે સારી રીતે પ્રકાશમાં લાવી શકશે.

અમારી છેલ્લી લાઠીની મુસાફરી પછી ઠાકોર સાહેબને હું ફરી મળી શકયો જ નહીં. સ્ટેશન ઉપર એમની સાથે જે હાથ મિલાવ્યો તે છેલ્લો જ હતો. છેક ગાડી આઘે ગઈ ત્યાં સુધી મેં તેમના સામું જોયા કર્યું. કંઇ વિધિની જ તેવી પ્રેરણા હશે કે એ શરીરને જેટલું જોવાય તેટલું જોઇ લે.

વરલ પધારી મ્હારી સાથે એક માસ રહેવા પોતે મને વચન આપ્યું હતું. દેહ પડી જવા અગાઉ માત્ર ત્રણ દિવસે જ લખેલો તેમનો એક પત્ર છે.

પણ હવે મ્હારી લાગણી હું મનમાં જ રાખીશ. અને તેમને મળવાની આશાએ મ્હારૂં જીવન પુરૂં કરીશ. આપના સ્વીડનબોર્ગના સિદ્ધાંત પ્રમાણે એકલા સ્વર્ગમાં જ નહીં પણ પાછા આ પૃથ્વી ઉપર પણ.

મ્હારી પાસે એમના જેટલા પત્રો છે તેમાંથી બે ત્રણ સિવાય બધાય હું આપને મોકલું છું—તેમાંથી જેનો ઉપયોગ કરવો ઘટે તેનો કરશો.

હરિસિંહજી રૂપસિંહજી

## કલાપીના પત્રો : હરિસિંહજી ઉપરના

**૧**

લાઠી ૨૪-૧૧-૯૬

**પ્રિય હરિસિંહજીભાઈ,**

પત્ર મળ્યું. જે લખ્યું છે તેને માટે ઉપકાર માનું છું. માન અપમાનનો કદિ વિચાર કરશો નહિ. સ્નેહમાં અને સ્નેહ પણ જ્યારે સ્નેહિના હિતનો વિચાર કરતો હોય છે ત્યારે માન અપમાનના વિચારોથી હાનિ જ થાય છે. આપ હંમેશા જે મનમાં આવે તે લખશો.

એક પત્ર જે નકલ નથી તે આપની પાસે રાખવાની આપની ઇચ્છા હશે એમ ધારીને પાછું મોકલું છું.

આપે આપેલાં પુસ્તકો સર્વ આજે પૂરાં થશે. ઘણું નવું જાણી શક્યો છું. પણ હાલ બીજાં પુસ્તકો મોકલશો નહિ. પ્લેટો હાલ વાંચું છું તે પૂરૂં કરી લેઉ પછી આપ્રાસિસ અનવેલ્ડ, સિક્રેટ ડોક્ટ્રિન, બિલ્ડિંગ ઓફ કોસમોસ, આફ્ટર કોર્ટ એ વાંચવા ધારૂં છું. મગાવેલાં છે. આપે મોકલેલાં પુસ્તકો ઉપરથી એમ લાગે છે કે થિયોસોફી જેટલું જાણે છે તેટલું બોલતી નથી. એમ છે કે નાહ તે ઉપર લખેલાં પુસ્તકો વાંચ્યા પછી જણાશે.

હવે મ્હારે માટે—મ્હને દુનિયાપર કંટાળો હાલ છે એમ માનતા નહિ. મેં એમ જ લખ્યુ હતું કે " કંટાળો હતો. હવે નથી." હું જેને ચાહતો હતો તેને મેળવી શક્યો છું અને મને પૂર્ણ સંતોષ છે એ માનવી પણ જ્યાં હું હોઉં ત્યાં રહેવા, હું વિચારૂં તે વિચારવા ઇચ્છે છે, એથી વિશેષ શું જોઇએ ? એ ઇચ્છે છે તે બની શકે તેવું છે કે નથી તે તો મ્હારો માર્ગ જાણી શકશે તે તેનો પણ જાણી શકશે. રાજ્ય માટે ગત સ્થિતિ કરતાં હાલ મને વધારે સંતોષ છે, પૂર્ણ સંતોષ તો પ્રભુને હાથ છે. ટુંકામાં મને કશું જ દુઃખ નથી.

થોડા કામથી હું માણસ હોઇ શકે તેટલો સુખી છું. અને એમ છે તેથી જ 'ચેલા' માં દાખલ થવાની મને ઇચ્છા થઇ છે. એ ન બની શકે તો પણ મને ખેદ નહિ થાય. બનશે તો મ્હારાથી બનશે તેવો યત્ન તો કરીશ જ.

મ્હારે કહેવાનું હતું તે પૂર્ણ થયું છે. ફરી જે વાંચતો હતો તે વાચવા લાગીશ. આનું ઉત્તર આપની ઇચ્છા થાય તો લખશો. લખવાની જરૂર નહિ લાગે તો હું ફરીથી મૌન રહીશ. કુશળતાનાં પત્રો લખવાં એ કાળક્ષેપ જેવું લાગે છે. આપ મ્હારા માર્ગ સંબંધે પૂછવાનું હોય તેને પૂછી મને કહેવાનું હોય તે કહેશો. ઘણું કરી ત્યા સુધી બહુ બોલવાનું નહિ હોય, હોય તો આનંદ થશે.

૨

લાઠી ૬-૧૨-૯૯

આપનાં પત્ર મળ્યાં. કર્નલ ઓલ્કોટનું પત્ર પણ વાચ્યું. મદ્રાસ જવા બહુ ઇચ્છા છે પણ હાલ રિલીફની મોટી પ્રવૃત્તિમાંથી લાઠી છોડી એટલે દૂર જવું એ યોગ્ય લાગતું નથી.

આપને મેં લખ્યું જ હતું કે આપ ઇચ્છશો ત્યારે હું સોસાઇટીમાં મારૂં નામ દાખલ કરવા તૈયાર છું. એ પ્રસંગે આપણે મળી શકીશું એ વિચારથી પણ આનંદ થાય છે. કોઇપણ ઉત્સુકને સોસાઇટીમા લેવાની આપની ફરજ જ હશે એટલે અહિ પ્હેલા પધારશો એવા આગ્રહની જરૂર નથી. મિ. ઉનવાળાને બોલાવી એઓની સાથે આપ ગમે ત્યારે પધારો, અહીં મને અનુકૂળતા જ છે.

કર્નલ ઓલ્કોટનું પત્ર એટલું નિખાલસ છે — જોકે તેમા બીજું કાંઇ નથી છતાં — તેને મ્હારી પાસે રાખું છું.

૩

લાઠી ૩૧-૧૨-૯૯

આપની નવા વર્ષની શુભેચ્છાઓ માટે ઉપકાર માનું છું. એજ શુભેચ્છાઓ પરમાત્માની પણ આપણે માટે હો. કાલે બેસતા નવા સૈકામાં આપને શાંતિ અને જ્ઞાન પરમાત્મા વિશેષ આપે અને લ્હાણુમાં આપણે સાથે હોઇએ એથી વિશેષ શું ઇચ્છવાનું?

૪

લાઠી ૧-૪-૧૯૦૦

+ + + આ વખતે રિલીફમાં છસોએક મજૂરો થશે એમ ધારેલું પણ અગીઆરસો તો થઇ ગયાં અને પંદરસો થશે એમ લાગે છે. એટલે લાઠી છોડીને કોઇપણ સ્થાને બહાર જઇ શકશે નહિ.

૫

લાઠી ૧૦-૪-૧૯૦૦

+ + થિયોસોફીનાં પુસ્તકો હાલ વંચાતાં નથી. એક ન્હાની વાર્તા લખતો હતો તે કાલ પૂરી થઇ એટલે આજે ઘણી ચડી ગયેલી ટપાલ લખવા બેઠો છું અને કાલથી વાંચવાનું શરૂ કરીશ.

૬

લાઠી ૧૦-૫-૧૯૦૦

પ્લેટોનું છેલ્લું એક જ પુસ્તક હવે મ્હારે વાંચવું બાકી રહ્યું છે. તે વાંચ્યા પછી થિયોસોફીના પુસ્તકો અને સ્વીડન્બોર્ગનાં પુસ્તકો હું વાંચવા ધારૂં છું. ગુજરાત પાસે એ બંને વિચારશ્રેણીની થોડી ભાવનાઓ મુકવા મ્હારી ધારણા થઇ છે. એક જ પુસ્તકમા ચાર ન્હાની કથાઓ મૂકવી, બે સ્વીડન્બોર્ગીઅન અને બે થિયોસોફિકલ. સ્વીડન્બોર્ગીઅન એવી એક કથાનું અનુકરણ મેં પૂરૂં કર્યું છે. બીજી એક ન્હાની ચોપડી પરથી હું એવી જ રીતે એક ન્હાની કથા લખીશ. થિઓસોફીકલ નોવેલ્સ છે? એવાં નોવેલ્સ જેમાં સ્નેહનું કથન હોય અને સાથે થિઓસોફીની વિચારશ્રેણી સમજાવેલી હોય અને ચોપડીઓ ન્હાની હોય—એવાં થિઓસોફીકલ નોવેલ્સ છે? હોય તો હાલ તુર્ત બે જ ચોપડીઓ મને મળે તેવી ગોઠવણ કૃપા કરી કરશો.

૭

લાઠી... ... ...

"હમણાં ઉતાવળ ન કરતાં સંસારમાં રહીને જ તારૂં કર્તવ્ય કર" એ વાક્યથી મ્હારે પોતાને તો સંતોષ જ માનવાનો છે. મૃત્યુ પછીનું સત્ય જાણી શકાય અને તે ગમે તેનાથી જો યત્નમાં દઢતા રાખે તો—એ વાત મેં હમણાં જ જાણી. થિઓસોફી અમુક માણ-

સોથી કેટલીક એવી વાતો જાણે છે પણ એ વાતો તો યોગીઓ પાસે જ રહે છે અને માત્ર થોડા ચમત્કાર સંસારી કરી શકે છે એમ હું જાણતો હતો. આપે મોકલેલાં પુસ્તકો વાંચું છું અને ઘણું વિશેષ સમજાય છે. અલબત તેમાં શંકાઓ હાલ ઘણી છે પણ તેનું સમાધાન હાલ તુર્ત શોધીશ નાહ. હાલ તો વાંચીશ. ધીરજ રાખવાને અડચણ નથી છતાં ઝિંદગી ટુંકી છે, આડા માર્ગો અનેક છે, અમુક માર્ગે ચડયા પહેલાં તો જે કાંઇ કરવાનું હોય તેને માટે ત્વરા રાખવી જોઇએ. મણિભાઇ પાસે મ્હારે જે કહેવાનું હતું તે આપને હવે કહી શકું કે રાજ્યમાં કદિ મને રસ આવ્યો નથી. આ દેશમાં હાલના કાઠીયાવાડી રાજાઓને તો કાર્યનું ક્ષેત્ર પણ બહુ જ ન્હાનુ છે. સાધારણ ન્યાય આપવો અને પૈસા સંબંધે રાજ્યની સ્થિતિ સારી રાખવી એથી વિશેષ બહુ બની શકે તેમ નથી—ન્હાના રાજાઓથી. વળી એથી વિશેષ જે કાંઇ થોડું થઇ શકે તેને માટે કાર્ય કરનારને કાર્યમાં રસ જોઇએ. મને તે નથી. અને માત્ર જરૂર જેટલી ફરજ બજાવી લેવાની વાત રહે છે. તો પછી જ્યાં હૃદય બધું સહન કરી જવા ઇચ્છે છે ત્યાં ન જતાં ઝિંદગીને ચાલી જવા દેવી શા માટે? હું કરી શકું છું તેટલું કે જરૂર તેથી વિશેષ રાજ્યમાં અન્ય કોઇ પણ સારો માણસ કરી શકશે. સત્યની ખાતર એકાન્તવાસી બનવાની ઇચ્છામાં એક વિઘ્ન હતું—રાજ્યના પૈસા ખાઇ રાજ્યનું કાર્ય જ કરવું જોઇએ—એ હાલની મ્હારી ઇચ્છામાં રાજ્યના પૈસા હું ધારતો નથી કે લેવા પડે, ઉલટું રાજ્યને પૈસા સંબંધે ઘણો લાભ થશેઃ મ્હારા જવાથી એ પ્રકારે દૂર રહીને એક રીતે રાજ્યની પણ સેવા હું કરી શકીશ. "રાહ જોવી?" માર્ગ બહુ લાંબો છે. સાત વર્ષ તો પહેલા પગથીઆ પર પગ મૂકવાને જોઇએ. અને કદાચ તેથી વિશેષ વર્ષો. મેડમ બ્લેવેટસ્કી વીશેક વર્ષ આશ્રમમાં રહેલાં છતાં થોડું જ જાણતાં હતાં. એટલું પણ જાણવાને ત્રીશેક વર્ષ તો જોઇએ. મ્હને પચ્ચીસ તો થયાં છે. હજુ હું ગમે તેટલી ત્વરા કરૂં તો પણ વર્ષેક પહેલાં તો ન જ રાજ્ય છોડી શકું. એવા મ્હોટા કાર્યનો માર્ગ મળ્યા પછી પણ તેમાં દાખલ થયા પ્હેલાં

એટલો કાળ તો શાન્ત વિચારને આપવો જોઇએ. એ બધું જોતાં યોગ માર્ગમાં હું થોડું ઘણું જાણું ત્યાં બધી. ત્વરા કરતાં સાઠેક વર્ષનો તો થાઉં. રાહ જોવી, મોડું કરવું—એ બધું કરતાં તો આ ઝિંદગી માટે મ્હારે એ વિચાર છોડી જ દેવો જોઇએ. એમ કરવાને પણ કાંઈ જ અડચણ નહિ. અડચણ મ્હારે માટે ખાસ એટલી જ કે જે હું વિચારની સૃષ્ટિમાં કરી શકીશ તે દુનિયાદારીમા કદી જ કરી શકીશ નાહ.

હકીકત આવી છે. આપ વિચાર કરશો. મ્હારી ધારણાને માત્ર તરંગ માનશો નહિ કેમકે કોઇપણ માર્ગ મળે, કોઈપણ તક મળે તો જે કાર્ય મ્હારા સ્વભાવ સાથે મળતું નથી તેને છોડી દેવા આ પાંચ છ વર્ષથી મને વિચાર થયા કરે છે. કદાચ જે માર્ગ મ્હને હમણાં જડયો છે તે મ્હારે માટે બંધ હોય તો પણ અન્ય ઘણાંની પેઠે માત્ર સત્યના વિચારમાં, પુસ્તકોમાં ઝિંદગી ગાળવા હું અમુક—મને હાલ ખબર નથી તેવે—સમયે રાજ્ય છોડી દેઇશ એમ મને બહુવાર લાગ્યા કરે છે.

હાલ બે ત્રણ માસ સુધી તો એકલો રહી વાંચવા દો. કાર્ય પણ છે. પછી મળીશું જરૂર.

આપના ગુરુને ચાલતી વાત સંબંધે યોગ્ય લાગે તો પૂછી જોશો. હું તો એમ માનું છું કે યોગમાં દાખલ થનારા મારી ઉમ્મરે કે તેથી પણ વ્હેલા દાખલ થતા હશે અને તેમ જ હોય તો અવશ્ય ત્વરા જોઇએ—અલબત શાંત અને દૃઢ ત્વરા.

# કલાપીના પત્રો : કાન્ત ઉપરના

## ૮–૧

લાઠી તા. ૨–૨–૯૭

**પ્રિય ભાઈ કાન્ત,**

આપનું પત્ર મળ્યું. હું શું લખું ? આપની આવી લાગણી માટે હું શું લખું ?

મ્હારે માટે આપ હજુ વિશેષ જાણશો અને કદાચ તે જાણીને આપને ખેદ થશે કે પ્રભુ જાણે શું થશે. હું બહુ ખામીઓથી ભરેલો માણસ છું. આ વિવેક ખાતર કહેતો નથી પણ મને જે લાગ્યું છે તે જ કહું છું. હું બહુ નબળો માણસ છું એમ મને બહુ લાંબા કાળથી લાગે છે. પણ હશે, હું કાંઇ આપને કહું તે કરતાં આપ જ જાણી લેશો એ વધારે સારી રીતે જણાશે.

ડેન્ટી અને બન્સનાં પુસ્તકો જે આપે મ્હારા લિસ્ટમાં લખેલાં તે શિવાયનાં બીજાં બધાં પુસ્તકો અને આ છેલ્લું જેને માટે આપ લખો છો તે પણ કૃપા કરી **મોટા ટાઇપનાં** મ્હારે માટે મગાવશો. ડેન્ટી અને બન્સ મેં મગાવેલ છે એ બધાં પુસ્તકો હું ધીમે ધીમે વાંચીશ. + + + +

**સ્નેહાધીન સુરસિંહ**

## ૯–૨

લાઠી તા. ૧૪–૨ ૯૭

**પ્રિય ભાઈ કાન્ત,**

પત્ર મળ્યું. હું તો આપને ગુજરાતીમાં જ લખીશ. આપ ઇંગ્રેજીમા લખશો.

Lessing's prose works [લેસીંગની ગદ્યકૃતિઓ] એ એક જ પુસ્તક મ્હને મળ્યું છે. બીજાું વિલાયતથી મંગાવવું પડશે. હું તેમ કરવા લખીશ.

એક બીજા લેખકનું આપે કહ્યું હતું. તે માણસે બહુ થોડું લખ્યું છે, તેનું લક્ષ્ય એટલું ઉંચું હતું કે પોતાનું કાંઇ તેને પસંદ આવતું નહીં પણ જે તેણે લખ્યું છે તે બહુ સારું લખ્યું છે એમ આપે જેના સંબન્ધે કહ્યું હતું તે પણ કૃપા કરી મગાવશો.

આપને આજે નવાં લખાયલાં કાવ્યોમાથી બે* મોકલું છું મ્હારા આ પ્હેલા પુસ્તકમાં બધી જ કવિતાઓ આવી જશે. પણ આપનાં કાવ્યો હું કેવી રીતે વાંચું ? એ કયારે છપાશે ?

અહો ! આપનું હૃદય હજુ બહુ સ્થિતિસ્થાપક રહી શકયું છે. આપ હજુ ઘણું કરી શકો તેમ છો. મને આપનાં હૃદયને આ હૃદય સાથે જોડતાં પણ ડર લાગે છે. આ હૃદય માટે કશો નહીં પણ આપના એ હૃદય માટે જ. અરેરે ! મ્હારા સંબંધમા આવનારા દુ:ખી થયા છે. શું આપનું પણ એ જ થશે ? એ શંકા આપ આટલી આશા આપો છો છતાં પણ દૂર થઈ શકતી નથી. મને કોણ જાણે શું થયું છે ? — કોઇપણ કોમલ હૃદય મ્હારી પાસે આવે છે તો એવા જ કાંઇ વિચારોથી તેને માટે મને ખેદ થાય છે. મેં બહુ લાંબા કાલથી એવા નરમ હૃદયોને દૂર જ રાખવા નિશ્ચય કર્યો હતો પણ—અરે ! એ હવે તૂટી જાય છે. આપણા સંબન્ધમાં કદાચ જૂનો ક્રમ બદલી જવાનો હશે. "બહુ સમયથી મ્હારે માટે નથી રસ કૈં રહ્યો" એ હવે જૂઠું પડવાનું હશે શું ? પ્રભુ જાણે. આપને હું આવા જ સુખી જોઇ શકું તો હું બહુ ભાગ્યશાળી છું એમ માનીશ. + + +

'કૃતઘ્નતા' નામની એક કવિતાની નકલ કરાવી કાલે હું આપને મોકલીશ. એ જોવીને આપ Passionate કવિતા કહો છો ? એવી કવિતા લખવી એ મ્હારો વિષય નથી પણ કોઈ કોઇ વખતે કદાચ લખાતી હશે. પણ એવા ભાગ તો જયારે આપના હાથમાં બધા કાવ્યો આવે ત્યારે જ કહી શકશો.

હાલ હું કશું વાંચતો નથી. એમર્સન અગાડી શરૂ કરવો

* "એક ચિન્તા"; "પ્રવૃત્ત થવા કહેતા મિત્રને"

. હાલ અહીં ... અને ... આવેલા છે. એઓ પરમ દિવસ જશે એટલે વાંચન શરૂ કરીશ.

સંસ્કૃત અભ્યાસ ફરી શરૂ કર્યો છે.

સ્નેહાધીન
સુરસિંહ

૧૦–૩

લાઠી ૨૬–૨–૯૭

પ્રિય ભાઈ કાન્ત,

પત્ર અને dialogue* [ સંવાદ ] મળ્યાં. એ મહાત્માની એટલી એ કથા ફરીથી વાંચી. બહુ આનંદ થયો. પરન્તુ બુદ્ધના બે dialogues [સંવાદો] આપે જે અહીં વાંચ્યા હતા તેટલો રસ મ્હને આમાં આવ્યો નહીં. રસ આવ્યો નહીં એ હું માત્ર મુકાબલે જ કહું છું. નહિ તો મને રસ ન આવે એવું તો હજુ સુધી આપનું એક પણ લખાણ મ્હારા વાચવામાં આવ્યું નથી.

આપનાં કાવ્યો ખાનગી છે એમ આપ કહો છો અને તેથી તે છપાવતાં અચકાઓ છો. પણ આપના ઉત્તમ કાવ્યો તો એ જ છે. દુનિયાં આપનું હૃદય ભલે જોતી. નહીં જોનારા ન પણ ભલે જુવે. પણ આપના પુસ્તકમાં જે આપનું ઉત્તમ છે એ જ ન મૂકો તો મ્હારા જેવાને તો બહુ લાગશે. શું આપના પુસ્તકમાં " આકાશે એની એ તારા " એ નહીં આવે ? એવું એવું નહીં આવે તો બીજું શું આવશે ? કવિના હૃદય વિના કવિ શું વંચાવી શકશે ? મ્હારાં કાવ્યો તો બધાં જ ખાનગી જ છે પણ જેવાં તેવાં એમનાં એમ જ છપાવી દેવાના નિર્ણય પર આવ્યો છું. શું આપ એમ નહીં કરો ? મ્હારા હૃદયના ખાનગીમાં ખાનગી ભાવો બહાર પાડતાં મને તો કશું સંકોચાવા જેવું લાગતું નથી. કદાચ કેટલાક મસ્કરી કરશે. ભલે. આપ જેવા એકાદનો એકાદ લીંટી પર પણ દૃષ્ટિપ્રસાદ થાય તો મશ્કરી કરનારાની મને દરકાર નથી. શેલીએ જો પોતાનું ખાનગી છુપાવ્યું હોત તો તે બિચારો શું કરી શકત ?

* 'સિદ્ધાર્થ અને રાહુલ'

હું હવે મ્હારે માટે આપને નહીં પજવું. કાંઇ જ નહીં કહું—હાલ તો શું કહું? હું નસીબને માનનારો નથી અને છું પણ ખરો. મને એ સંબંધે કાંઈ જ ભાન નથી.

આપે જે dialogues [સંવાદો] અહીં વાંચ્યા હતા તે ફરી વાંચવાનું મન થાય છે. કૃપા કરી તે મ્હને મોકલશો. મ્હારા શાસ્ત્રીજીને તે વંચાવું?

મ્હારાં બે કાવ્યો બીજાં આપને મોકલું છું. કયાં મોકલવાં તેની મને સમજણ પડતી નથી. લખાય છે તો ઘણાં પણ તે લખાયા પછી મને સંતોષ થતો નથી. ઘણી વખ્ત લખવાની કાંઇ જરૂર નથી એમ લાગી આવે છે. પણ મનમાં આવ્યા તેવા ગોળા ફેંકી દેવાની ટેવ પડી છે એટલે વળી કાંઇ ઉર્મિ આવતાં લખવાનું મન થાય છે અને લખાયા કરાય છે.

આપે પુસ્તકોનું જે લિસ્ટ મને કરી આપ્યું હતું તે ભૂલથી ફાડી નખાયું છે. આપને યોગ્ય લાગે તે પુસ્તકો મ્હારે માટે મગાવશો.

\+ + + + + ×

સ્નેહાધીન

**સુરસિંહ**

**૧૧—૪**

લાઠી ૩–૩ ૯૬

**પ્રિય ભાઈ કાન્ત,**

પત્ર મળ્યું.

આપ મને નવીન લખેલું હોય તે પણ કૃપા કરી રાખશો. મેં આપને તે પાછું મોકલેલ તે એવું ધારીને કે કદાચ આપે લખીને તુર્ત જ મને મોકલી આપ્યું હશે. આપે નકલ ઉતરાવી મોકલેલ છે એમ મને લાગ્યું નહિ. પણ હવે તો આપ જે કાંઇ મોકલશો તે મ્હારી પાસે જ રાખીશ અને ઇચ્છાનુસાર ફરી ફરીથી તૃપ્તિ થતાં સુધી વાંચીશ.

મેં વળી બે કાવ્યો આપને મોકલેલાં છે. કાંઈ કળા સાથે લખવાની મને પણ ઇચ્છા થાય છે અને અકસ્માતે એવાં જે બે

કાવ્યો લખાઇ ગયાં છે તેમાં મને બહુ આનંદ પણ આવે છે. પણ અત્યાર સુધી જેવો વિચાર આવ્યો તેવો ફેંકી દેવાની ટેવ પડી ગઇ છે તેથી તે વિચારોને સુંદર સંગીતમાં મૂકતાં શ્રમ લાગે છે. પણ જ્યાં સુધી એમ બની શકતું નથી ત્યાં સુધી કવિતા ઉત્પન્ન થવાને બદલે એથી હલકું કાંઇ બીજું જ થાય છે અને તેમાં મને સંતોષ પણ મળતો નથી. એક વખ્ત ફાવી જશે તો એ માર્ગે ચાલી શકાશે. કદાચ. પણ એ હજુ સુધી બન્યું નથી અને તેથી જ મને લાગે છે કે મ્હારે જે કહેવાનું છે તેનું તે ઘણુંખરૂં આપ વધારે સારી રીતે કહો છો. અને તેથી જ આપનાં બધાં કાવ્યો મ્હારી પાસે સદા માટે હોય એવી તીવ્ર ઇચ્છા થયા કરે છે.

આપનો
સુરસિંહ

## ૧૨–૫

લાઠી તા. ૨૭–૩–૯૭

પ્રિય ભાઈ કાન્ત,

"નહીં રસ સખે" એને માટે ખરું જોતાં શું કહેવાનું હોય? મ્હારા હૃદયને તેમાં બરાબર ઉત્તર મળી ગયું હતું અને પછી કાંઇ કહેવાનું હતું નહિ.

ઉર્દુ શબ્દો ગઝલ શિવાય હું બીજે ક્યાંઇ વાપરતો નથી. ગઝલ એવી રીતે લખવાની ટેવ પડી છે કે તેમાં સંસ્કૃત શબ્દો હવે સારા જ લાગતા નથી. સરસ્વતિચંદ્રમાં પણ 'જહાંગીરી ફકીરીએ' એ ઉર્દુ શબ્દોવાળી લીંટી મને બીજી લીંટીમાંથી જુદી જ કાંઇ મજાવાળી લાગે છે. + + + +

"આકાશે એની એ તારા" એ એક દિવસ કોન જાણે હું કેટલી વખ્ત બોલ્યો હઇશ અને બીજે જ દિવસે એ રાગમાં લખવા જેવી જ કેટલીક લાગણીઓ આવતાં મેં એવા કેટલાક કટકા લખ્યા છે અને તે આપને મોકલું છું.

## ૧૩–૬

મહાબલેશ્વર ૯-૪-૯૭

અહીં આનન્દથી પહોંચ્યો છું

+ + + સુદર્શનમા આપનો લેખ વાંચ્યો. પ્હેલાં મેં બરાબર નહિ વાંચેલો એમ મને લાગે છે. હવે એ બીજા ડાયલોગ્સ [ સંવાદો ] કરતા કોઈપણ રીતે ઉતરતો મને લાગતો નથી.

## ૧૪–૭

મહાબલેશ્વર ૧૮-૪-૯૭

પત્ર મળ્યુ. કાવ્ય વાંચ્યું. બહુ આનંદ થયો. આપનાં કાવ્યો વાંચી તેને માટે કાંઇ કહેવું એ મ્હારી શક્તિની બહારની વાત લાગે છે. મને બહુ ગમે છે એટલું જ હું વારંવાર કહી શકીશ.

હું હાલ હમીરજીનું કાવ્ય લખું છું. આપ અહીં આવશો ત્યારે જેટલું લખાયું હશે તેટલું આપ આગળ મુકીશ.

અમુક હૃદયની વેગવાળી સ્થિતિમાં આપ મને લખવાનું કહો છો. હું મ્હારા કાવ્યોથી વિશેષ અથવા જૂદું કશું લખવાનો નથી. લખી શકવાનો નથી. હમીરજી—આ બે કકડા લખાયા છે તે—આ નીચે જ લખી મોકલું છું.*

## ૧૫–૮

મહાબલેશ્વર ૨–૫–૯૭

પત્ર મળ્યું.

મ્હારૂં રૂદન આપને વ્યવસ્થા વિનાનું લાગે છે એ બરાબર જ લાગે છે. જે દર્દનું રૂદન છે તે દર્દ પણ આશા વિનાનું અને તેથી તેવું જ છે. આ કાવ્યો કયાથી આવે છે—શા માટે આવે છે એ જાણવા આપ ઉત્સુક હશો. હું કહીશ. વગર કહ્યે પણ મ્હારૂં કોઇ કાવ્ય જ બધું આપને કહી દેશે.

---

* "રોનારાંને રોવા દેજો" "વીત્યા ભાવો હજુ મારા છે."—એ કાવ્યો.

## ૧૬—૯

લાઠી ૧૯-૬-૯૭

\+ + + મ્હારી બધી કવિતા ક્યાંથી નીકળી છે તે આપ સમજી શકો તેવું એક કાવ્ય પણ આપને મોકલવા મેં લખ્યું હતું તે હું રાજકોટથી વળીને મોકલીશ.

## ૧૭—૧૦

૪—૭—૯૭

રહ્યો સાથે બહુ—કીધુ જરા કંઈ મીઠું ગાન
જવા દેવો ઘટે માલેકની મરજી એવી

શું જે હું ફરિયાદ કરૂં છું તે જ આપ કરો છો ! કદાચ આપણે બહુ પાસે હશું. આપણા ગત કામની રેખાઓ પણ બહુ સમાન લાગતી જાય છે. પ્રભુ જાણે. "વાત બધી પડશે કહેવી" તે કાર્ય હું તો પૂરૂં કરીશ હવે સમય પાસે આવવો જ જોઇએ. પણ તે કાવ્ય આપે અવસ્ય વાચવું જ જોઇએ. ત્યાર પછી જ વાતો કહી શકાશે. કદાચ સાથે વહી શકાશે.

"સાથે સહુ સ્હેજો" એ ગાનમાં મને બહુ લાગે છે. મેં પાસે વધારે પાસે અને વધારે પાસે ઘણાં હૃદય પાસે જવાનું યત્ન કર્યું છે. યત્ન થયું છે. પણ અંતે અમુક હદથી વધારે પાસે નહીં જઇ શકાય એમ લાગ્યું છે. માણસજાતિમા હોઇ શકે એવું પણ ઓદાર્ય નથી એમ મને ત્યારે લાગી આવે છે. આ ફરીઆદ બીજાને માટે છે અને તેટલી જ મ્હારે માટે છે. હું કોઇને માટે સહન કરૂં છું—આખી ઝિંદગી સહીશ. પણ તે દુઃખ વિના સહવા જેટલું બલ હજુ સુધી કદી મને મળી શક્યું નથી. પણ આ બધું મ્હારે માટે આપ તે વાંચ્યા પછી જ સમજી શકશો. મને ચહાવાની તો આશા નથી. હું દુઃખી છું તો ચાહી શકું છું એમ કેમ કહી શકાય ? શું ચાહે તે દુઃખી હોય ? પણ હાલ તો બંધ રાખીશ. હવે એ દ્વાર ઉઘાડવાને સમય નહીં જોઇએ પણ એમ થશે ત્યારે એ શું ?

## ૧૮–૧૧

લાઠી ૧૫–૭–૯૭

આપનુ કૃપાપત્ર મળ્યું. નહિ—હું માણસજાતિને ધિક્કારનારો નથી. હું માણસજાતિની સ્થિતિ તરફ દયા ખાનારો છું. હું માણસજાતિના કાયદાને ધિક્કારૂં છું. મને એ કાયદાએ બહુ નુકશાન કીધું છે—ઘણાંને કરે છે. માણસજાત દુઃખી છે. " ગરીબી હુ જેવી જગત ઉપરે વ્યાપ્ત દિસતી. " Matrimonial laws [ લગ્નવિષયક કાયદા ] સામે મ્હારી બહુ મ્હોટી ફરીઆદ છે. હું કાંઇ જ કરી શકું તેમ નથી. કદાચ હું એકલો સુખી થઇ શકું પણ તે પણ એક તરફ સુખી થતા બીજી બધી તરફ દુઃખી થાઉં તો જ. મને તેની પરવા નથી. પણ હુ ઘણા કરતા નસીબદાર છું. એ મને દુ.ખ છે. મ્હારૂં માનતી મ્હારૂં અર્ધહૃદય સમજે છે એ મને દુઃખ છે. મ્હારી વાત ગમે તેટલી કારણવાળી હોય પણ એ હૃદયને ગળે તે કારણો ન ઉતરે ત્યા સુધી તે કારણો મને ઉપયોગી હું નથી થવા દેતો એ મને દુઃખ છે. એ કદી પણ એ કારણો સમજે એવી આશા બહુ કાલ સુધી હતી. હવે નિરાશા આવે છે. અમે બહુ લાબો કાળ સાથે જ ચાલ્યા છીએ. હવે તે મ્હારી પાસે નહીં આવે એ મને દુઃખ છે, પણ હું સહન કરી શકું છું. આખી ઝિન્દગી સહન કરવા તૈયાર છું.

' જવા દેવો ઘટે ' એ મ્હારી ઇચ્છા નથી. સાથે ચાલવું ઘટે એ મ્હારી ફરીઆદ છે.

આપે ' સીમા ' નામનું મ્હારૂં કાવ્ય વાચ્યુ છે ?

હું સહન કરતો જાઉ છું પણ તેની સાથે હું પત્થર બનતો જાઉં છું એ મ્હને સમજાય છે. અને જ્યારે એ સમજાય છે ત્યારે બહુ લાગે છે. પણ 'કિસ્મત' શિવાય ત્યાં બીજે દૃષ્ટિ જઇ શકતી નથી. હવે રોવું નથી. આપનું એ મને દુઃખ છે.

આપને હું એ કાવ્ય મોકલું ત્યારે " રમા" અને " શોભના" એ બે પાત્રોપર આ પત્ર ફરીથી વાચી દૃષ્ટિ કરશો એટલે પછી વિશેષ કાંઈ જ કહેવાનું રહેતું નથી એમ લાગશે.

હું રાજા અને આપ કોઇ બીજી સ્થિતિના એવો ભેદ રાખવાની મને તો કૈં જ જરૂર લાગતી નથી. કોઇ પણ હૃદયવાન બાદશાહ છે અથવા બાદશાહથી મ્હોટો ફકીર છે.

આજે એક કાવ્ય મોકલું છું.

## ૧૯—૧૨

લાઠી ૧–૮–૯૭

પત્ર અને પુસ્તકો મળ્યાં. બીજાં આપને યોગ્ય લાગે તે પુસ્તકો મોકલશો. નૉવેલ્સ વાચવામા સમય કાઢવા કરતા એથી વિશેષ સંગીન કાંઇ વાચવામા સમય જાય તેને હું વધારે સાર્થક ગણું છું. તો બીજાં પુસ્તકો એવાં કાઇ મોકલશો. આ બે તો કોઇ સમયે વાચીશ. એમર્સન, ગટ, ડેન્ટ જેવા સાથે જ વિશેષ સંબન્ધ જોડવા ઇચ્છા રહ્યા કરે છે.

ભાઇ, મ્હારો તો કોઇએ **મિત્ર** કોઈ રાજા નથી. આપનું કહેવુ સાચું છે પણ આપણે એવા ધારાનો એક અપવાદ રહેવું.

"હૃદય ત્રિપુટી" મોકલેલ છે. હું કહેતો હતો તે જ આ. તેને આપ કાવ્ય તરીકે વાચવા કરતાં ઇતિહાસ તરીકે વાચશો. કાવ્ય જેવું બહુ તેમા નથી. એક વૃત્તાતમાં અમુક સુધારો કરવામાં આવે છે ત્યારે જ કાવ્ય બને છે, તે આમા નહિ જેવો જ કરવામા આવ્યો છે. કદાચ તેમા Poetical justice [ કાવ્યસહજ ન્યાય ] પણ નહીં લાગે. એ વૃત્તાતમાં એ justice [ ન્યાય ] હોત તો એ કાવ્યમાં પણ આવત.

આજે એક ગઝલ પણ મોકલું છું.

આપણે મળી શકતા નથી. કોણ કાન્ત સાથે મળી શકે છે ? માણસ અને ઝાડમાં બહુ તફાવત લાગતો નથા. બિચારું કોઇ સ્થિતિ છોડી જઇ શકતું નથી. પણ સંસારમાં કઇ હકીકતથી કઇ હકીકત ઓછી રડવા જેવી છે ? અને દુઃખ પણ જ્યાં ન કરવું જોઇએ ત્યાં થયા વિના રહેતું નથી.

## ૨૦—૧૩

લાઠી ૯-૮-૯૭

આપે મોકલેલાં નોવેલો વાચીશ. મ્હારા નામથી આપને જે પુસ્તકો મગાવવાં હોય તે મગાવશો અને જે મગાવવા આપે લખેલું છે તે પણ બીજાંની સાથે જ મગાવી લેશો.

શેલી મેં '૯૨ ની સાલમા વાંચ્યો હતો, હું ત્યારે તેને સમજી શકયો નહતો. હું તેના વિચારોમાં અનીતિ જોતો હતો. પણ—અહો ! સમય ગયો, અનુભવો મળતા આવ્યા અને જે તે પુકારી ગયો તેનું તે જ મ્હારા નશીબમા લખાયું. હમણાં સાત દિવસ પહેલાં જ ફરીથી એ કવિના ત્રણ ચાર કાવ્યો વાચ્યાં. Epipsychidion [ એપીસાઈકીડીઓન ] તો ખાસ વાચવું જ હતું. તે વાચતાં વાંચતાં લાગી આવે છે કે મ્હારે કાંઇ જ લખવાની જરૂર નથી. પણ એ હૃદય કરતાં આ હૃદયનું દર્દ વિશેષ વિષમ હોય તેમ લાગે છે. તેટલૂં જ તેનાથી જૂદું કહેવાનું છે. આપ મ્હારા મતથી જૂદા હશો. આપને એ ઘા નહિ લાગ્યો હોય કદાચ. પ્રભુ આપને તેનાથી દૂર રાખે. + + + +

મ્હારા મનમાં યે કૈક વિચારો ઘોળાયા કરે છે, આવી દુખી ઝિંદગી તો વધારે વખ્ત સહન નહિ કરી શકું. શું કરીશ? કાંઇ જ જાણતો નથી કે સ્વપ્ન આવે છે. ત્યાગ? મૃત્યુ? દુનિયાંની બેદરકારી અને ઇચ્છાનુસાર વર્તન? શું? તે હજુ હું જાણતો નથી. પણ કાંઇક કરીશ. બહુ શાતિથી વિચારીને કરીશ.

## ૨૧—૧૪

લાઠી ૧૬-૯-૯૭

આપનું પત્ર મળ્યુ. "સ્નેહ" સંબન્ધે જે કાંઇ લખાય અને તે પણ સ્વિડનબોર્ગ જેવાનો જે લેખ હશે તે કેમ ઉપયોગી નહીં થાય?

મ્હારો ધર્મ ન્હાની વયથી ફરતો આવ્યો છે. તે સંબન્ધે હું મ્હારી ડાયરીના ઉતારા કરી આપની ઇચ્છા હશે તો મોકલીશ. હું જડવાદી તો કદિ હતો જ નહિ. અત્યારે હું ગીતાના ધર્મને—તે વેદાંતના અદ્વૈતને—માનું છું. એ ધર્મ હું પોતે સમજાવી શકતો નથી. મ્હારી

પોતાની આંખો આડે ઘાટું પડ છે પણ તેમાં મને કાંઈ મહાન સત્ય છે એમ ભાસે છે. તે સંબંધે સમય આવતા કાંઈ વાંચવા ઇચ્છા રાખું છું.

## ૨૨—૧૫

લાઠી ૩૦–૯–૯૭

તમારૂં પત્ર મળ્યું. અંતે તે મહાત્મા ફુલચંદ સ્વર્ગવાસી થયો છે. પ્રભુ સારા માણસોને—અરે રે! આટલા બધાં વ્હેલાં ઉપાડી જાય છે. કદાચ આ સમાચાર હું જ આપને પ્રથમ આપતો હઇશ. પણ જે થયું તે થઇ ગયું છે. ખેદ માત્ર એટલો જ થાય છે કે એમના ગરીબ કુટુમ્બ માટે મ્હારે કાંઇ એમને કહેવાનુ હતું તે હું કહી શક્યો નહિ. હું પાલીતાણે હતો. કદાચ છેલ્લે એ વૃદ્ધ અંધ પિતાનું દુઃખ એ હૃદયમા રહી ગયું હશે. હવે શું થઇ શકે?

મ્હારા ધર્મ સંબંધે મ્હારી અત્યાર સુધીની ડાયરી પૂરી થઇ રહેતા તમને લખી મોકલીશ. મ્હારે પણ ઘણા ધર્મો ફેરવવા પડ્યા છે. અત્યાર સુધી એ અદ્વૈતમા પણ ઘણા ફેરફાર થઇ ગયા છે અને આપ કહો છો તેમ હજુ ઘણા થશે એમ પણ લાગે છે.

કાલે 'છેલ્લી જફા' એ નામનું એક કાવ્ય લખાયું છે.

## ૨૩–૧૬

લાઠી ૨૮–૧૦–૯૭

તમારૂં પત્ર મળ્યુ હું પોતે રાજ્ય તરફ લક્ષ આપવામા બહુ પછાત છું એ મ્હારે કબૂલ કરવું જોઇએ. પણ વિશ્વાસ કે વિશ્વાસ વિના હું કોઇને પણ કાર્ય સોંપી દઉં છું એમ તો નથી જ. મ્હારી પ્રજા મને ફરજ બજાવવામા પછાત ગણે છે પણ તેથી મ્હારી પ્રજાનું કાંઇ પણ સુખ ઓછું થતું હોય એમ હું માની શકતો નથી. જે કાર્ય મ્હારે કરવું જોઇએ તે હું જ કરૂં છુ. અપીલો જાતે સાભળી જાતે ચુકાદા આપુ છું. પણ એ કામ અહીં કેટલું હોય? કામ પૂરા બે કલાક હંમેશા પ્હોંચતું નથી. હું કાંઇ વિશેષ કાર્ય કરું તો તે રાજ્યને પ્રજાને લાભકર્ત્તા થવા કરતાં હું લોકપ્રિય થઇ શકું તેટલું થાય. એટલું ખરૂં કે રાજા લોકપ્રિય હોય એ પ્રજાને એક જાતનો હવાઇ લાભ છે. તેમાં કશું સંગીન નથી. પણ તે પણ થવા

મ્હારા ઘણા મિત્રોની લાંબા કાળથી મને સલાહ છે અને હવે કામના ધોરણમા કાંઇ ફેરફાર કરવા હું ધારૂં છું. એતો બધું થશે અને હું કદાચ લોકપ્રિય પણ થઇશ. પણ મૂળમાં એક બહુ વાંધો છે. ફકીર અને રાજામા જેટલો તફાવત હોય તેટલો મ્હારામા ને રાજામા ફેરફાર છે. હુ શંકા રાખી શકતો નથી, પરીક્ષા કરી શકતો નથી, જ્યા શ્રદ્ધા બેસી ત્યા હું અશ્રદ્ધાની દૃષ્ટિ રાખી શકતો નથી. અને એ સૌની ઉપરાન્ત જે રાજાને બહુ જરૂરનું છે તે હું મેળવી શકતો નથી—હું નિર્ણયો તુર્ત તુર્ત કરી શકતો નથી. એક સમય એવો પણ હતો જ્યારે હું આ રાજ્ય છોડી દેવા તૈયાર થયો હતો. મ્હારે રાજા થવું પડ્યું છે હવે એ કશું ભારરૂપ તો નથી લાગતું પણ મને રાજ્ય પ્રપંચોમા કશો રસ નથી જે દુનિયા મ્હારા પુસ્તકોમા મ્હારી માશૂકના સ્થાનમા હું જોઉં છું તે મને દુનિયામા દેખાતી નથી. અને દુનિયા પોતે જ અરૂચિ ઘણી વખત થઇ પડે છે. ચલાવે જાવું, પતાવી દેવું એવી આળસુ ઇચ્છા બહુ યત્ને જ જાય તેવી છે. મ્હારી આવી બેફિકરાઇથી રૈયતને શું શું દુ:ખ હશે તે કેમ કહી શકાય? પણ હું કાંઇ વિશેષ કાર્ય કરતો થઇશ એ નક્કી. તમારા સવાલનું ઉત્તર આપતા મ્હારા સ્વભાવ સંબધે અને રાજ્ય સંબન્ધે ઘણું કહેવું જોઇએ, ત્યારે જ કાંઇ ઉત્તર આપ્યુ કહી શકાય. તોપણ આટલાથીયે મ્હારા હૃદયની પ્રવૃત્તિની સ્થિતિ તમે કાંઇક જોઇ શકશો. વિશેષ કાંઇ અત્યારે કે કયારે એ કહેવાનું હોય ત્યારે જરૂર કહેતા જજો. મને માઠું લાગશે એ ધારશો નહિ. કોઇ વખતે અવકાશે મળવાનું થશે ત્યારે કદાચ ઘણી વાતો કરવાની હશે અને એ સમય ક્યારે? એ તો તમે જ કહી શકો તેમ છો.

## ૨૪—૧૭

લાઠી ૧૩–૧૧–૯૭

હું તો હાલ બળાત્કારે હૃદયને ફેરવી નાખવાની ધૂનમાં છું. આશામાથી છેક નિરાશામાં જવું છે. સંસારના રસમાત્રનો ત્યાગ તો નહિ બની શકે પણ પત્થર થઇ જવાની ઇચ્છા થાય છે. મને ખબર નથી હું શું કરીશ. પ્રભુ કરાવશે તે કરીશ.

હાલ એક કવિતા લખાઈ છે. કોન જાણે એ પણ કેમ લખાઇ ગઇ છે. કોન જાણે એ કેવી લખાઇ હશે. એ પણ તમને મોકલું છું.

હાલ હું કાંઇ વાંચી શકતો નથી. હું autobiography [ આત્મજીવન ] હાલ લખું છું. જે વીતી ગયું છે તેને ફરી સ્મૃતિમાં લાવતાં જે રસ આવે છે તેના પર જ હાલ તો આ ઝિંદગીનો આધાર છે.

## ૨૫—૧૮

લાઠી ૨૦-૧૧-૯૭

પત્ર મળ્યું, તમને ન કહેવાય એવું એ વાતમાં કાંઇ જ નથી. અને કાંઇ જ છુપાવવાની ઇચ્છા નથી. મેં લખવા માટે બેત્રણ વખ્ત ઇચ્છા પણ કરેલ પરન્તુ હું તે **બરાબર** નહિ લખી શકું એમ લાગતાં લખવા એક પણ વખ્ત બેઠો નથી. લખવાને ઇચ્છા હતી પણ પ્રતિભા ન હતી. હવે તેની રાહ જોઇશ નહીં. કોઇ શુષ્ક રીતીએ કહેવાઇ જશે તો ઠીક છે. વિશેષ તો મ્હારાં કાવ્યો બધું કહ્યા જ કરે છે. પણ હાલ અવકાશ નથી. પરમદિવસ હું રાજકોટ જવાનો છું ત્યાંથી આવી સર્વ આપને લખીશ.

તમે બધી પ્રવૃત્તિ છોડી અહીં આવો એવી તકલીફ આપવી નકામી છે. તમે મને મળો એ મને આરામ આપે. હું તમને હૃદયનું કાંઇ કહું તેથી મને શાંતિ થાય આપણે વિશેષ નિકટ આવીએ તો આ હૃદયને કાંઇ નવીન આલંબ મળે. બંધુ ! એથી વિશેષ આશા—મ્હારા દર્દ માટે તો—હવે આ હૃદય કોઇમાં નથી રાખી શકતું, તો પછી તમને શ્રમ શા માટે આપુ? રાજકોટથી આવી મ્હારૂં વૃત્તાંત લખીશ. મને ખાતરી છે—તમને બહુ દયા આવશે—કદાચ બહુ દુઃખ થશે. કવિતાઓ પણ હવે તો ત્યાંથી આવીને જ મોકલવાનું બની શકશે.

## ૨૬—૧૯

લાઠી ૧૧-૧૨-૯૭

**વ્હાલા બંધુ,**

રાજકોટ, હડાળે એમ સત્તર દિવસ ફરી આવી પાછો હું મ્હારા એકાંત ગૃહમાં આવ્યો છું. અને તે મહાન્ સ્વાર્પણની કથા—ગુલાબસિંહ વાંચું છું. હૃદય કોઇ અશ્રુભર્યા રસથી ભરપૂર છે.

મ્હારી કથા કહું ? મને ખાતરી છે – તમારી દયા પામીશ. સ્પષ્ટ કહીશ પણ ટુંકામાં કહીશ. હૃદય હૃદયને એટલાથીએ સમજી જશે.

હું ક્યારે પરણ્યો તે તમે જાણો છો. લગ્ન પછી બીજે જ દિવસે મ્હારા મકાન નીચે ચાલી જતી છ સાત વર્ષની મેં એક છોકરી જોઇ. મ્હારા માસ્તર જાની પણ તેને જ જોઇ રહેલ. તે દૃષ્ટિ બહાર થઇ. પણ હૃદય તે મધુર નિર્દોષતાની મૂર્તિથી દૂર ત્યારે જ થઇ શકતું નહતું. મને કાંઇ શરમ આવી પણ જે લાવણ્યે મ્હારા હૃદયને રોક્યુ હતું તેણે જ મ્હારા માસ્તરને પણ કાંઈ અસર કરી હતી. તેણે તેને બોલાવી. તે રમાની ન્હાની દાસી—આ મ્હારી શોભના જ હતી. અમે તેની સાથે કાંઇ વાતચિત કરી. તે કઠોર કચ્છી ભાષા બોલતી હતી – પણ એ મ્હોંમા એ શબ્દો કેવા મધુર ? એ આંખો ડરતી ડરતી કાંઇ મ્હારી સામે જોતી હતી. હું તેની સામે જ જોઇ રહ્યો હતો. મેં કોઇ પણ બાલકમાં એવું માધુર્ય જોયું નહતું. મ્હારૂં હૃદય ત્યારથી જ તેનું વડિલ પિતા જેવું બન્યુ હતું. તે ગઇ. એક અજાણી છોકરી, માત્ર પાંચ મિનિટના સહવાસવાળી, અજાણ ખવાસની છોકરી ગઇ અને મ્હારૂં હૃદય કોન જાણે કેવી રીતે સાથે લેતી ગઇ. વાત્સલ્ય શું એ હું આ પ્હેલી જ વખ્તે સમજ્યો હતો. મ્હારી સ્વર્ગવાસી માતા મને સાભરી આવવા લાગી. તેનું હૃદય મ્હારા પ્રતિ શું હતું એ હું આ પ્હેલી જ વખ્તે ખરૂં સમજ્યો. મ્હારી આખમા અશ્રુ ભરાઇ આવ્યાં. હું સોળ વર્ષનો હતો. પણ હજુ હું સ્ત્રી પુરૂષના પ્રેમને સમજતો નહતો. માતાની કેળવણીની એ અસર હતી. લગ્ન થયા પણ મને મ્હારા અભ્યાસમા નડનાર ને અરુચિકર હતાં. એ અરુચિ આ છોકરીને જોયા પછી રૂઠી ગઇ. લગ્ને મને બે સ્ત્રીઓ આપી હતી. જેને હું સમજી શકતો નહિ, એને ન્યાય આપવામાં—પ્રેમ કરતાં વધારે—મ્હારૂં હૃદય રોકાયું હતું. પણ લગ્ને મને આ બાલકી પણ આપી હતી. રાજાના કુટુંબની એકથી વધારે સ્ત્રીઓના પરિણામ રૂપે નીપજતી ખટપટ, મ્હારા ગૃહમાં, મ્હારી સંપ તરફની અભિરુચિને લીધે જ અને વ્યવહારકુશળતાના અભાવે વ્હેલી આવી. ભલે આવી. રમાને હું સમજી શકયો અને આનંદ-

થયો. K (બીજી સ્ત્રીને) પણ સમજી શક્યો અને કાંઇ ખેદ થયો. પણ હવે રમાને ત્યા જમવા વિ. ની ગોઠવણ થતાં એ ખેદ અને એ આનંદ એ બંને પેલી ન્હાની શોભના વિશેષ નિકટ આવવાથી ઉડી ગયા. રમામા ગુણ હતા, કાંઇ સૌંદર્ય પણ હતું. પણ સૌથી વિશેષ કાંઇ એ તેની દાસીમાં હતું. તે મ્હારી પુત્રી બની. કેવો નિર્મલ સ્નેહ! હું તેને ગુજરાતી શીખવવા લાગ્યો. કેવું ચાલાક બાલક! ત્રણ માસમા તો તેની વાણીમાં કચ્છી પત્થરની એક કાંકરી પણ ન રહી. તેને જોવામા, તેને રમાડવામા, તેને ભણાવવામા, તેની ન્હાની ન્હાની હોંશો—માગણીઓ પૂરી પાડવામા મ્હારો બધો આનંદ હતો. બે વર્ષ આમ વીતી ગયા. હું પ્રવાસે ગયો. રમાનાં પત્રો સાથે તેના પત્રો પણ આવવા લાગ્યા. મ્હારી શિષ્યાનું પવિત્ર હૃદય વાચતા મને બહુ આનંદ થતો. તેના અભ્યાસ જારી રાખવા હું તેને અને રમાને લખતો. પ્રવાસ પૂરો થયો. તે કન્યામા હવે શરમ આવી હતી એમ દેખાતું હતુ. પરંતુ એ શરમ અમારી પવિત્ર ભાવના પાસે આવી શકતી નહિ. માધુર્ય વધ્યુ હતું. ખેંચાણ વધ્યું હતું. રાતદિવસ જ્યારે હું શયનગૃહમા હોઉં ત્યારે તે મ્હારી પાસે પડી રહેવા લાગી. હું તેને કાંઇ વાચતાં અને વાર્તાના કરુણ ભાગોમા રોતા કેવા આલ્હાદથી જોઇ રહેતો! પણ મ્હારા મનમાં એક ચિન્તા જન્મી હતી. આ રત્ન તેની જ્ઞાતિમા કયા આપવું? મેં એક છોકરો બોલાવ્યો અને તેને ઇંગરેજી ભણાવવાનું શરૂ કર્યું, કેમકે તેણે ગુજરાતી પાચ ચોપડીઓ પૂરી કરી હતી પણ વિદ્યા મૂલ સ્વભાવ ભાગ્યે જ ફેરવી શકે છે. તે છોકરો નિમકહલાલ પણ સખ્ત દિલનો હતો તેવો જ હમણાં પણ અહીં મોજૂદ છે, અને હજુ અહીં ભણ્યા કરે છે. એ બે વચ્ચે કાંઇ લાગણી જાગી શકી નહિ. ઉલટો તે છોકરાના મનમાં અમારા સંબંધ વિષે કાંઇ વ્હેમ આવવા લાગ્યો. એકાદ વખ્ત શોભનાને કાંઇ બાનું કાઢી ધમકાવી—ગાળો દીધી. પ્હેલી જ વખ્ત તે સમજી કે દુનિયાં પવિત્રતાને અપવિત્ર માની શકે છે. બંધુ, તે બાલાનાં તે દિવસનાં આંસુ હું ભૂલી શકીશ નહિ. મેં તે અશ્રુ ચુમી લીધાં. તેને શાંત કરી. પણ હજુ હું તેને

એક પુત્રી જેવી જ જાણતો હતો અને તેના મનના ભાવ પણ તેવા જ નિર્મલ હતા. આવી રીતે પણ કેટલાય દહાડા ચાલી ગયા. પણ હવે વાતને ટૂંકી કરીશ. આજથી પાચ વર્ષ પ્હેલાં મ્હારો પગ મરડાઇ ગયો હતો. મને તાવ ચડી આવ્યો હતો. રાત્રીએ રમા કોઈ (?) મેમાન પાસે બેઠી હતી. શોભના અને હું એકલા જ એક ઓરડામા હતાં. તે મ્હારૂં માથું ચાંપતી હતી. તે હવે છેક બાલક નહતી—બહુ કાલથી નહતી. હું તે સમયનુ વર્ણન આપી નહિ શકું. આપ સમજી શકશો. જ્યા વિશેષ જાણવાનું હોય ત્યાં હવે પછીની વાત "હૃદય ત્રિપુટી" કહેશે. મેં એ હાથ ઝાલ્યો અને મ્હારા નેત્ર એ મુખમાથી કાંઇ નવીન જ ગૃહવા લાગ્યા. એક ચુંબન. હૃદય હૃદયને તુર્ત સમજી ગયું અને બંને વૃત્તિ એક બીજીને આધીન બની પણ આ શુ ? હૃદયમા દાહ લાગ્યો. અમે જૂદા થયા અને સુઇ રહ્યા. હૃદયે નીતિના ભંગ કર્યો હતો તે અગ્નિ પ્રભા ? દરેક અંગને સળગાવી દેતો હતો. પણ નીતિ અને પ્રેમના ખેચાણમા — કાંઇ પણ નિર્ણય વિના — બે વર્ષ વીતી ગયા. નીતિ જીતી હતી અને અમે પવિત્ર જ રહ્યા છીએ. અંતે તો

ત્યાં બારી એક ગૃહની ઉઘડે જરાક,
ડોકાય છે સ્મિતભર્યું મુખડું રમાનું

એ સમય આવી પહોચ્યો અને અમે વિખૂટા થયાં. પણ જે વ્હેલું સમજવાની જરૂર હતી તે માત્ર વધારે દુ:ખ દેવા હવે સમજાયું કે પ્રેમમાં બધી નીતિ સમાઇ જાય છે, હૃદયના ઐક્યમાં શરીરનો સ્થૂલ સંબંધ પણ પુણ્યરૂપ જ બની રહે છે. મેં તે બાલાને બહુ દુ:ખ આપ્યુ હતું. અને વ્યર્થ આપ્યું હતું એ સમજાયું. તે દિવસને પણ હવે તો ત્રણ વર્ષ વીતી ગયાં. તે બાલા અન્યની પણ થઇ—કરાઇ. આ સમયમા આ હૃદય પર શું શું વીતી ગયું તે લખવાની જરૂર છે? મ્હારી કવિતાઓ બસ નથી? કશો સંકોચ નથી, કશો ભય નથી—આ વાત કહેવામાં કશું જ છુપાવવાની ઇચ્છા નથી, પણ આ વાત કહેતા હું મ્હારા વિચારોને બરાબર ગોઠવી શકતો નથી. દર્દ રોવામાંથી જે કાંઇ આરામ મળતો તે પણ હવે તો ગયો

જ છે. હવે તો સંસારને કોઇ પણ એક કિનારે આ હૃદય આવી પ્હોંચ્યું છે. સૌંદર્યનો ભોગ ખોવાઇ જતા દરેક ભોગ વિલાસના ત્યાગ તરફ હૃદય ખેંચાયા જાય છે. એક ઘા, એક ટકોરાની જ અપેક્ષા છે. કુદરતે પક્વ કરી રાખેલ ફૂલ લતાને જરા જ કંપ આપતામાં ખરી પડશે. તે કોઇ ચાખનાર નથી, પોતાની મેળે સડી જશે અને ધૂળ સાથે ધૂળ બની ભળી જશે. એ નિર્માણ પણ બહુ સુંદર છે. પૂછવાનું રહેતું હોય તે હવે પૂછશો. મ્હારે પોતાની મેળે તો આટલું જ કહેવાનુ છે, પણ તે બહુ છે. લખવા કરતા બોલવું કોઇ કાળે વધારે કહેશે—કદાચ.

તમારો

**સુરસિંહ**

## ૨૭-૨૦

લાઠી ૨૬: ૧૨: ૯૭.

**પ્રિય ભાઈ કાન્ત,**

× × તમારાં પેલાં કાવ્યો અને ડાયલોગ્ઝ [ સંવાદો ] માટે મેં પૂછેલું તેનું ઉત્તર લખશો.

મ્હારે માત્ર સહેવાનું રહ્યું છે એ બહુ લાગતું નથી. પણ કાંઇ લાગે છે તે જૂદું જ છે. જે બાલા કોઇ વખતે મ્હારી શિષ્યા હતી, કોઈ વખતે પ્રિયા હતી, તેના આત્માનો વિકાસક્રમ શી રીતે ચાલે છે તે જોવાની અને તેમા કાંઇ મદદ કરવાની, તેને મ્હારી સાથે દોરી જવાની મ્હારી બધી આશાઓ તૂટી પડી છે. એ બહુ લાગે છે. તે બીચારી શી રીતે સહન કરી શકશે? તેની પાસે પુસ્તકો નથી કે નથી કોઇ હૃદયને ઉપાડનાર મિત્ર. જે ઔષધ મને મળે છે તે તેને કોણ આપે? મેં તો જે તમે બતાવો છો તે જ શરૂ કરેલ છે અને પ્રથમ ગીતા લીધી છે. ધર્મના સત્ય સંબંધે તો જે તમને લાગે છે તે જ મને લાગે છે. કદાચ મને શાન્તિ મળશે ખરી પણ જ્યાં હું ઉભો હોઉં ત્યાં તે ન હોય. જ્યાં તે હોય ત્યાંથી એક તસુપણ ઉપર લેવાને મ્હારી પાસે કશું સાધન ન મળે – અરે! તે નિરંતર સળગતી જ રહે એ તો મને ગમે ત્યારે એ કેમ લાગ્યા વિના રહેશે? × ×

તમારો

**સુરસિંહ**

## ૨૮—૨૧

લાઠી ૨-૧-૯૮

પ્રિય બન્ધુ,

**મહેરબાની કરીને** તમારા એક પણ કાવ્યનો નાશ કરશો નહીં. જે તમે ફાડીને કચરામા નાખી દેવા ધારો તેને ત્યાં મોકલવા કરતાં મને આપશો. મને તેવાંમાથીએ ઘણું મળી શકશે. ઘણી વખ્ત કવિને નઠારાં લાગતાં કાવ્યો બહુ સુન્દર હોય છે. પેરેડાઇઝ લોસ્ટ કરતા રિગેઇન્ડને શ્રેષ્ટ ગણવામાં મિલ્ટન જેવાએ પણ ભૂલ જ કરી હતી.

ખરૂ છે, હું રમાને ચાહી શકતો નથી. યત્ને ચાહી શકાતું નથી. હું જાણું છું કે અમારો સંબંધ પૂરો થયો છે, પણ અમે મિત્ર જેવાં, હૃદયની ખુલ્લી રીતે વાતો કરતા, મ્હારા દુઃખની કવિતા વાચતા સુલેહથી સાથે રહી શકીએ છીએ. તે હૃદય બહુ ઉદાર નથી પણ દુનિયામા—આપણી દુનિયામા—તો સ્ત્રીહૃદય એવાં બહુ થોડાં હોય છે. એ હૃદય કોમલતા અને ઔદાર્ય કરતા દઢતા અને સત્યની મૂર્તિ જેવું છે. હુ એને પૂજી શકું છું. એ મને સાંભળવા ન ઇચ્છે એવું એને સર્વદા કહ્યા કરૂં છું. અને છતાં એનામા મને કશી આશા નથી. હું જે જોઇ શકું છું તે હું તેને કદિ બતાવી શકીશ નહીં. એ જ્યા બની શકે તેવું હતુ તે તો ખોવાયું છે. આવતી ઝિંદગી! મને શ્રદ્ધા રાખવાનું મન થાય છે પણ આવા દર્દોમાં અને એક બે —એ જેવી આશા ઉપર પણ હૃદય રહી શકતું નથી. તો આ તો "અતી દીર્ઘ આશા" લાગે છે. પણ પ્રભુની ઇચ્છાને આધીન રહીશ. અને બની શકે ત્યાં સુધી આનંદમાં રહીશ.

## ૨૯—૨૨

લાઠી ૧૪-૧-૯૮

તમે જે કહો છો ત્યાં જ જવા મ્હારા બધા મિત્રો કહેતા આવ્યા છે. મ્હારા મિત્રો કોણ? જ્યાં મ્હારા હૃદયને કશું છુપાવાનું નથી, જ્યાં આ હૃદય નગ્ન થઈ શક્યું છે એવાં કોણ? હજુ સુધી હું આ આખી દુનિયાંમાં ચાર માનવિ પાસે જ મ્હારૂં હૃદય ખોલી

શકયો છું. એક તો મ્હારી રમા, મણિભાઇ પેલો ભોળો કવિ જે અત્યારે લાઠીમાં જ છે અને તમે. અને પેલી શોભના? એની પાસે તો મ્હારી કશી ફરિયાદ કરવાની નહતી, કાંઇ કહેવાનું નહતું અને કાંઇ છુપાવવાનું નહતુ. પણ એ સૌને આ હૃદય માટે એ એકની એક જ વાત લાગી છે. દેશહિત! દેશહિત શું? મ્હારા હૃદયની પહેલી જ ચિનગી એ હતી. કાંઇ જોયું, કાંઇ નિરાશા આવી. એક માનવિ, એક દેશ, કે એક બ્રહ્માંડ એ બધું કિસ્મતને જ સોંપી દેવા જેવું લાગ્યુ. હુ કે આપણી કોન્ગ્રેસ પણ થોડું જ કરી શકે તેમ છે. કાંઇ પણ સંગીન કાર્ય થાય તેને માટે તો કોઇ મધુર પકવતાને સમયે કોઈ મહાવીર કે મહાત્મા જાગી આવશે. અને તે જ સર્વ કરશે અત્યારે જે કોઇ મહાપુરુષો દેખાય છે, તે માત્ર તે મહાત્માનાં અપકવ અંગો, જેવા ગર્ભાશયમા હોય તેવા જ છે; કોઈ એકાદ આગળીનું પોચું ટેરવું છે તો કોઇ હજુ નહીં ઉઘડેલી એવી આખ છે. એ એક પૂર્ણ શરીર બધાયુ નથી ત્યા સુધી કશું જ થવાનું નથી. મને પોતાને તો આ દુનિયા પર આવવાનુ ગમતું નથી. જે કોઇ હવાઇ મ્હેલમા મ્હારો વાસ છે ત્યા જ મ્હારૂં જીવિત છે. હું એથી પણ વધારે જાણું છું અને તે નક્કી જાણું છું કે મ્હારા જેવાં એ હવાઇ મહેલ છોડી દુનિયાંપર આવવાથી પણ કશું શુભ કરી શકવાનાં નથી. અત્યારે જે અહીં છે તે માણસો મિલ્ટન કે અકબરના શિષ્યો માત્ર થઇ શકે તેમ છે પણ એ મિલ્ટન કે અકબર નહીં. ખરી સુધારણા તો એવાંથી થાય છે. મેં માત્ર જોયાં કર્યું છે, જે કાંઇ લાગે તે લાગવા દીધું છે. અને હવે તો બહુ લાગતું પણ નથી. જે કાંઇ છે તે હોવું જોઇએ. અત્યારે જે કાઈ હોઇ શકે તે જ છે અને તે inevitable [અનિવાર્ય] છે. હું કે તું કાઈ જ કરી શકવાનાં નથી. મ્હારો આ નિર્વેદ કશાથી ખસી શકતો નથી. હું સુખી છું કે દુઃખી એ ઘણી વખ્ત હું સમજી શકતો નથી. અને સમજવા યત્ન કરતો નથી. હું કસરત કરૂં છું, હું ખાઉં છું, હું આ શરીરને પુષ્ટ રાખું છું તે માત્ર સારી રીતે રોઇ શકાય તેટલા માટે જ. મ્હારી બધી આશા ઉડી ગઇ છે. કોઇ પણ આશા મેળવવા મથવું

એ વ્યર્થ ભાસે છે. હું જનમ્યો અને મરી જઇશ એટલું જ હું જાણું છું. અને એટલું માનું છું કે તેમા કશી અયોગ્યતા નહીં જ હોય. આખું બ્રહ્માંડ એથી વિશેષ કાંઇ પણ કરતું હોય એમ મને લાગતું નથી.

કવિતા! મ્હારી કવિતાને હું કવિતા કહેતો નથી. હું કવિ છું એવુ હું માની જ શકયો નથી. ફરીથી કહેવા દો કે મિલ્ટન કે શેક્સપીયર હિન્દુસ્તાનમાં હમણાં નથી. અને બહુ કાલ સુધી આવવાના નથી. અહીં કોઇને કવિ કહેતા તે શબ્દને જ હલકો કરવા જેવું છે. અને એ પણ શું નથી થઇ ગયુ? આપણે હમણાં જેને 'કવિ' કહીએ છીએ તેને poet કહી શકીશું? મને વિચારો ગોઠવતાં આવડતું નથી, મ્હારા જીવનમા કલા નથી, માત્ર લાગણીઓ છે. અને મ્હારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઇ લખું તે મને જ આનંદ આપી શકે તેવું યે થતું નથી. હું શેલી કે શેકસપીયર વાચતો હોઉં છું ત્યારે ઘણી વખ્ત મન થઇ જાય છે જાણે મ્હારી કવિતાને એ કાગળોને બાળી નાખું. દેશ માટે મને બહુ લાગણી છે પણ તે ગાઇ શકાય તેવા બલવાળી નથી. વળી સ્વાનુભવરસિક કવિ અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી. જે વ્યક્તિને બરાબર ગાઇ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી. એક ચાવી બધે લાગી રહી છે. અને છતાં માત્ર મ્હારી દૃષ્ટિને કેળવવા, મ્હારા હૃદયને વિસ્તીર્ણ કરવાની આશામાં મેં હમીરજી જેવાં સર્વાનુભવરસિક કાવ્યો લખવાનો યત્ન આદર્યો છે. એ કેવા થશે તેની મને બહુ દરકાર નથી. પણ ત્યાંએ, હું જ્યાં જોઉં ત્યાં મને મ્હારૂં જ હૃદય મળી આવે છે; હમીરજીના હૃદયમાં કે સદેવંતના હૃદયમા, મ્હારી કવિતામાં અન્ય દૃષ્ટિને બહુ મોટો તફાવત લાગશે—કદાચ, મને તો તેવું કાંઇ જ લાગતું નથી.

## ૩૦—૨૩

લાઠી. ૩૧-૧-૯૮

સ્વીડનબોર્ગનું પુસ્તક મળ્યું. એ ઉપહારથી અધિક સુન્દર શું હોય? પ્રસ્તાવના મેં તુર્ત જ વાંચી. અહો! સિદ્ધાંતસારપર પેલા પત્ર રૂપે ટિકા કરનારના હૃદયમાં જે ફેરફાર થયો છે તે બહુ ભવ્ય છે. પણ

તે કોઇ ભવ્યતાનો ફેરફાર જ માત્ર છે. જે વખતે એ 'પત્ર' છપાતાં હતાં તે વખતે પણ તમને કાંઇક કહેવાની ઇચ્છા થતી હતી પણ હું આટલું તમને પિછાનતો નહતો. વળી વ્હેલું જ જાણવામા આવ્યું હતું કે એ હૃદય બહુ ઝડપથી ફરવા લાગ્યું છે.

ઉપોદ્ઘાત વાંચો. સ્વીડનબોર્ગ વાંચવાનું મન થાય છે. કાંઇ કહેવાનું, આ હૃદય સંબન્ધે કાઇ કહેવાની ઇચ્છા થાય છે પણ આજે ફુરસદ નથી. આજે મ્હારો જન્મદિવસ છે. + + આજે હું ચોવીશ વર્ષનો થયો, એ મને જરા નવાઇ જેવું લાગે છે.

૩૧–૨૪

લાઠી ૪-૨-૯૮

તમારૂં સ્વીડનબોર્ગનું પુસ્તક મેં આજે પૂરૂં કર્યું. તે જે કહે છે તેમાંનું કાઇક મને એમર્સને સમજાવ્યું હતું પરંતુ આટલું સ્પષ્ટ નહીં અને આટલું નહિ. હું એ પુસ્તક ફરીથી વાંચીશ પણ તેમ કર્યા પહેલાં તેનું "વ્યભિચાર" નુ પુસ્તક એક વખત વાચવું એ ઠીક લાગે છે. તમે મ્હારે માટે સ્વીડનબોર્ગ મગાવેલ તો હશે. તેમાથી કયું પુસ્તક પ્રથમ વાંચવુ તે લખશો હાલ તુર્ત તો જે વિષય તમે લીધો છે તે જ પૂર્ણ જોઇ જવા ધારૂં છું.

પણ આ પુસ્તકો કેવી રીતે વાંચવા તે પૂછવાનું રહે છે. સ્વીડનબોર્ગે કવિતાની માર્ફત સત્ય સમજાવ્યા છે એમ માનું કે એ કલ્પના નથી પણ સાચે જ જેમ હું તમને જોઇ શકું તેમ તે દેવોને જોઇ શકતો તેમ માનું ? બધું શ્રદ્ધાથી વાચ્યા પછી "દેવલોકના વૃત્તાંતો" વાંચતાં વાંચતાં મને એવું લાગ્યું કે જેમ કદાચ સ્વીડનબોર્ગે આ બધું અર્ધ સત્ય, અર્ધ કલ્પનાથી લખ્યું હોય તે જ રીતીને અનુસરી તમે ઉપોદ્ઘાત લખ્યો હોય. એ "..... વૃત્તાંતો"મા અમુક કલાને દાખલ કરી જાણે Sum up કર્યું [સમેટયું] હોય અને તેથી એક કવિની કલ્પના હોય એમ મને ભાસ્યું. હું તો ઇચ્છું છું કે મ્હારી શંકા જૂઠી હોય. આ સંબંધે તમારી શ્રદ્ધાની પાછળ હું વિશેષ સ્પષ્ટ જોઇ શકું નહિ ત્યાં સુધી મ્હારી શ્રદ્ધાને દોરી શકીશ કેમકે એ બધું માનતાં અને ફરી આનન્દ અને આશા મળતા હોય એમ મ્હારી શંકાની

પળોમાં પણ લાગ્યા વિના રહેતું નથી. તમે શું માનો છો? બીજી ન્હાની ન્હાની વાતો પૂછવાની હોય તે પછી પૂછીશ. અલબત્ત આ વાતો કાઇ હિસાબની માફક સમજાવી શકાતી નથી અને એવી રીતે જ સમજવી એ મ્હારી ઇચ્છાએ નથી. પણ આ ન્હાના સરખા પુસ્તકે મને નવું જીવન આપ્યું છે અને એ જીવનમા હુ કેવી રીતે અને કેટલી આશા રાખી શકું તે બની શકે તેટલું સ્પષ્ટ સમજવા ઇચ્છું છું.

## ૩૨—૨૫

લાઠી, બુધ

સ્વીડનબોર્ગ મેં એ વખત વાચ્યો. અને જે કહેવાનું છે તેમા તો કશું કહેવાનુ રહેતુ નથી. પણ 'સ્વર્ગ' એ શું હશે એ મેં પ્હેલી જ વખત આ સાભળ્યું છે. હૃદય કાંઇ વિચિત્ર શંકાઓમાં છે. એ સંબન્ધે વિશેષ વાચ્યા પહેલા કાઇ જાણી લેવા ઇચ્છા કરવી એ અયોગ્ય ઉતાવળ છે. અને છતાં આ પુસ્તકમા મને કાઇ હકીકતો વિરોધી જેવી ભાસી છે અને તે સંબંધે પૂછવાનું છે.

પાનુ ૨૫મુ, જુવો ૧૯મી લીટીથી. ત્યા કહેવાયું છે કે મૃત્યુ પછી સ્વર્ગ અથવા નરકમા આપણે પસંદગી ફેરવી શકતા નથી. ખરૂં જ — કે પસંદગી પ્રકૃતિનું પરિણામ છે અને પ્રકૃતિ ફેરવવી મુશ્કેલ છે. પણ શુ પ્રકૃતિ ફેરવવી એ નાશ છે? શું ખરી સુધારણા નથી? પ્રકૃતિ ફેરવવી એ જ ખરો ફેરફાર નથી? એ શિવાયના બધા ફેરફાર માત્ર moods સ્મશાનવૈરાગ જેવા નથી – પછી ભલે તે ગમે તેટલા દીર્ઘ હોય? શું નરકમાં એક વખત જનાર બિચારો વધારે અને વધારે ગાઢ નરકોમા જ જવાનો? જગત્ સુધરતુ હોય તો દરેક પાતને ઉત્થાન હોવું જોઇએ. દરેક પ્રાણી મૂલ બીજ બ્રહ્મના સ્વભાવાનુસાર એ બીજ તરફ – મોક્ષ તરફ ખેચાતું ચાલવું જોઇએ અને તેમ હોય તો પાત માટે અનંતતા સંભવતી નથી. સુધારણા જ અનંત હોઇ શકે. પડેલું પ્રકૃતિને ફેરવે અને અંતે પડે – એજ સંભવિત નથી શું? વ્યભિચારમાં પડેલો એ પ્રકૃતિ—એ સ્વત્વ ફેરવી શું લગ્નમા કદિ નહિ આવવાનો?

પૃષ્ટ ૫૭, છેલ્લો પેરાઃ સ્વર્ગમાં દંપતી જૂદા જૂદા ધર્મનાં હોઇ શકે? પૃષ્ટ ૫૨: સ્વર્ગમાં 'પ્રપંચી દુરાત્મા' રહી શકે? અને પૃષ્ટ ૬૮માં કહેવાયું છે તેમ સ્ત્રીઓ મંત્રતંત્રથી સ્વર્ગમાં શું પુરુષોને કબજામાં રાખી શકે? અને એક બીજુંઃ ત્યાં પણ શું 'સેનાપતિઓની' અપેક્ષા છે? ત્યાં પણ શું રક્ત પીવાનાં યુદ્ધો છે? આ બધું પૃષ્ટ ૮મે સ્વર્ગો નરકોથી શા માટે સદા જૂદાં જ છે—તેનું જે સુંદર સત્ય બતાવવામાં આવ્યું છે અને તેનું જ ૬૨ મે પાને બીજા પેરામાં જે સ્પષ્ટ કરવામાં આવ્યું છે તેનાથી વિરોધી ભાસતું નથી? અને તો આટલા ભાગ વાંચતાં સ્વર્ગનું સ્વર્ગત્વજ દૂર થઈ ગયેલું ભાસ્યું છે. સ્વીડનબોર્ગે લગ્ન અને વ્યભિચારને સ્પષ્ટ કરવા સ્વર્ગ નરક કલ્પી કાઢયાં હોય અને તેથી જ એવી સરતચૂક થઈ ગઇ હોય એવી શંકા આવી છે.

પૃષ્ઠ ૫૮મે શૈત્યનાં કારણોમા એક બીજા પેરામા—'ખોટા ધર્મ'નું છે. ખોટો ધર્મ એટલે શું? હું પોતે એક વખ્તે ખ્રિસ્તી, બીજે વખ્તે મુસલમાન થોડા જ સમય પહેલાં જડવાદી હતો. અને અત્યારે તમારા જ ધર્મનો હઇશ. પણ મ્હારા અગાડીના ધર્મોને હું અત્યારેએ ખોટા કહી શકતો નથી. હું ત્યારેએ સહીસલામત હતો—જો કે વધારે અજ્ઞ હતો. અને અત્યારેએ પ્રભુ જાણે મ્હારો અને સાચામાં સાચો ગણાતો ધર્મ કેટલો બધો ખોટો હશે?

આ શંકાઓ બહુ ન્હાની છે. સ્વીડનબોર્ગે મ્હારી દૃષ્ટિ આગળ જે નવું તેજ ધર્યું છે તેની પૂજા કરતી વખ્તે તો એ ભૂલી જવા જેવી લાગે છે. અને છતા શંકાઓના નિવારણ—પૂર્ણ નિવારણ—પ્હેલાં તે જતી નથી—પછી તે ગમે તેટલી ન્હાની કે નકામી હોય. પણ એક બીજી એવી શંકા છે જે મને સ્વીડનબોર્ગના પાયાપર—સ્વર્ગ અને નરકનો રાહ લગ્ન અને વ્યભિચાર ઉપરથી જ ઘડી ઘટાયો છે તે પર—પૂર્ણ વિશ્વાસ ટકાવવા દેતી નથી. એક બહુ જ ભલો માણસ, કોઇ વિદ્વાન જડવાદી, કોઇ અકબર જેવો મ્હોટો પ્રતાપી કે એવું કોઇ વ્યભિચારી હોઇ શકે. આવો વ્યભિચારી જે વ્યભિચારમાં પાપ જ ગણતો ન હોય વા જે પાપ માન્યા છતાં વ્યભિચારી હોય

તે શું નરકનો અધિકારી છે? કોઇ લાંચિયો ઘાતકી એકપત્નિવ્રત પાળનારો હોય તેથી તે શું સ્વર્ગને યોગ્ય છે?

વડોદરામાં પ્લેગ છે અને શું તમે ત્યાં જ રહેશો? તમારાં સૌને ખાતર તમે અહીં આવો. મને પણ હવે કાંઇ ચિંતા રહ્યા કરશે. અત્યાર સુધી ન હતી કેમકે વડોદરામાં થોડા કેસ બની ગયા હતા એટલું જ હું જાણતો હતો. હું પેપર્સ વાચતો નથી! તેની કાંઇ જરૂરિયાત ઘણી વખ્ત લાગ્યા છતાં વાચી શકતો નથી! મને તેમાં કાંઇ જાણવા જેવું લાગતું નથી! તમને નવાઇ જેવું લાગશે કે કાબુલની લડાઇઓની વાતો જાણવા મને ઇચ્છા સરખી પણ થતી નથી અને વડોદરાના પ્લેગ સંબન્ધે અત્યાર સુધી હું અજાણ્યો જ હતો. જે સ્થાને પ્લેગ હોય છે, તે મુર્દાખાનું થઇ જાય છે. એ કળકળાટ બહુ અસહ્ય હશે. ચાલ્યા આવવું જ યોગ્ય ગણશો.

હું લાઠીના એક ગામથી આજે જ અહીં આવું છું અને આ લખું છું એટલામાં એક ઉપકાર લખવાનું બની આવે છે. સ્વીડનબોર્ગનું પુસ્તક મને હમણાં મળે છે. પત્ર પણ મળ્યું. દશેક દિવસ પછી એ પુસ્તક વાંચવું શરૂ કરીશ.

મ્હારો જન્મદિવસ હું હિન્દુ તિથિ પ્રમાણે ગણું છું. એટલે માઘ શુદિ નવમી.

તમારો
સુરસિંહ

## ૩૩–૨૬

લાઠી ૨૦-૨-૯૮

પત્ર મળ્યું. હું સમજ્યો. હાલ કાંઇ પૂછવાનું નથી.

તમે લખેલાં બધાં પુસ્તકો મને મળી ગયાં છે. પણ તે હું વાંચી શક્યો નથી. એમર્સન હવે પૂરો થયો. બે વખ્ત કેટલાક ભાગ વંચાઇ ગયા. હવે તેને છોડી દઇશ. એક લેખકને હું લઉં છું અને પછી તેને બહુ કાળ સુધી હું છોડી શકતો નથી. તેને જે કહેવાનું હોય તે મ્હારી હાલની શક્તિ પ્રમાણે પૂર્ણ સમજ્યો છું એટલી ખાતરી થયા પછી જ હું તેને રજા આપી શકું છું. ઝિંદગીમાં ઘણું કરી ફરી

તેને મળીશ નહીં .એમર્સનઅમુક દુનિયાનું દ્વાર મને ખોલી આપ્યું છે. હું તેને સૂક્ષ્મસૃષ્ટિના ઉંબર જેવો ગણું છું. હવે ગૃહપ્રવેશ થશે અને તેમા મ્હને પ્હેલો જ સ્વિડનબોર્ગ મળે છે. તેની સાથે પ્રભુ જાણે કેટલું રહેવાનું હશે — કદાચ ઘણા વર્ષો. હું ઝિંદગીમા આટલું વાચી શકાય તો એ બહુ ગાણુ છું:– શેકસપીયર, ડેન્ટી, ગટે, મિલ્ટન, સ્વીડનબોર્ગ, પ્લેટો, રસ્કિન, કાલોઇલ, કાલિદાસ, ભવભુતિ, જગન્નાથ, વાલ્મિકિ, વ્યાસ. બીજાં પુસ્તકો વચ્ચે વચ્ચે વચાયા જશે પણ મ્હારી દૃષ્ટિ હું ઉપલા માહેથી એકાદ પર હંમેશા રાખવા ઇચ્છું છું. અને એ બીજા કવિ – સાદી અને આફ્રિસ – પણ તે બહુ કાળ લેશે નહીં. આથી સારા મહાત્મા મને મળે એમ હું હાલ માનતો નથી. આટલું વંચાય તો હું મને ભાગ્યશાળી ગણીશ; કેમકે હું બહુ જ ધીમે વાચી શકું છું અને જ્યા સુધી લખી શકાય ત્યા સુધી વાચતો નથી.

હાલ તો હુ લિટનની 'સ્ટ્રેંજ સ્ટોરી' વાચું છું. હુતાષણી ... કરવાની છે. ત્યાથી આવી સ્વીડનબોર્ગ લેઇશ. મેં માત્ર તમે મોકલેલ પુસ્તકનું સૂચિપત્ર વાંચ્યું છે પણ હવે તે મહાત્માને મળવા બહુ ઉત્કંઠા થઇ છે. તેના બીજાં પુસ્તકો તાકીદે મોકલવાની જરૂર નથી. આ વાચી લેઇશ ત્યારે લખીશ. પણ તેનાં જે પુસ્તકો વિલાયતથી મગાવવાના હોય તે તો મગાવશો.

## ૩૪–૨૭

લાઠી ૪–૩–૯૮

પત્ર મળ્યું.

મરકીના સમાચાર તો હાલ વાચું છું. દેશમાં હાલ કયારેએ આવવા વિચાર રાખો છો ?

હાલ તો મેં બ્લેકનાં થોડાં પાનાં વાચી જોયાં – કવિતાનાં. એ કોમલતા મેં કયાંએ જોઇ નથી. હું બ્લેક તો વાંચીશ જ. બે જ પુસ્તકો, બહુ વખ્ત લાગશે નહીં. પણ સ્વીડનબોર્ગનું એક પુસ્તક વાંચ્યા પછી. બાઇબલના કેટલાક ભાગ મેં કોલેજમાં વાચેલા. હું સવારમાં હમેશાં અર્ધ કલાક ગીતાનો પાઠ કરવા ધારૂં છું. પણ ગીતા તો હું હજુ ભણું છું. એ પૂર્ણ થાય ત્યાં સુધી તે અર્ધ કલાક બાઇબલને

આપીશ. જે દિવસે તે પુસ્તક મેં કબાટમાંથી બહાર કાઢ્યું તે જ દિવસે તમારૂં પત્ર મળ્યું. ગીતા અને બાઇબલ એક જ વાત કહેતાં હશે એમ લાગવાથી તે વાચવાનુ મેં નક્કી કરેલું. બાઇબલ વાચવાની કોઇ કુંચી તમે મને આપી શકશો ? તે સંબંધે કાંઇ લખી શકશો ? તમે ગીતા વાચી છે ? વાચી હોય તો હુ જે વિચારની એકતાની આશા રાખું છુ, તે તમે જોઇ છે ?

## ૩૫–૨૮

લાઠી ૧૨-૩-૯૮

૧ મ્હારી કવિતા માટે તમે ખરૂ કહો છો મેં બધી જ કવિતાઓ એ પ્રમાણે લખી છે. મ્હારી કવિતા અન્ય માટે નહિ પણ મ્હારે માટે જ લખાય છે. જેવું લખતા મને સુખ થાય છે તેવુ હુ લખું છું. કવિતા મ્હને નિશ્વાસ કે અશ્રુ જેવી છે તે જ્યારે આવે છે ત્યારે જ નીકળી જાય છે અને જેવી આવી તેવી નીકળી જાય છે.

## ૩૬–૨૯

લાઠી ૨૦-૩-૯૮

સ્વીડનબોર્ગ વાચ્યું છુ. એ શરૂ કરતા પહેલાં તે સંબધે એમર્સને જે કહેલું છે તે વાચ્યુ. લગ્ન સબન્ધે બંનેના વિચારો જૂદા જૂદા છે. કોણુ વધારે ઉચો લાગે છે એ તો આ પુસ્તક પૂરૂ કર્યા પ્હેલા ન કહી શકાય. પણ એમર્સન અને સ્વીડનબોર્ગની બને ત્યાં સુધી વચમા તટસ્થ રહી વિચારતા – વાચતાં બહુ આનંદ આવે છે. સ્વીડનબોર્ગ મહાત્મા છે એમા તો શક નહિ જ, પણ એમર્સન જ્યા કહે છે કે સ્વર્ગમા તો પુરુષ સ્ત્રી ક્ષણે ક્ષણે બદલવાં જોઇએ અને એ વિચાર કેવો નિર્મલ ભાસે છે. એ વિરોધ તમે વાચ્યો હશે અને બરાબર સ્મરણમા પણ રાખ્યો જ હશે

પણ હાલ તો મ્હારે કાઇ પૂછવાનું છે. સ્વીડનબોર્ગ જ્યાં 'ચર્ચ' એ શબ્દ વાપરે છે ત્યાં કાઇ બહુ ગાભીર્ય છે અને એ શું છે ? વળી બીજું, Truth of good is male અને Good of truth is female આમાં બંને સરખાં છે તો પછી સ્ત્રી 'જ્ઞાનનો સ્નેહ' તો બરાબર છે પણ 'પુરુષના જ્ઞાનનો સ્નેહ' શી રીતે ? Truth અને

Good એ બંને પરમાત્માના સ્વતંત્ર પ્રવાહ છે તો Goodને Truth કરતાં કાંઇક દરજ્જે હલકો કેમ અપાયો છે ? પુરુષ પરમાત્માને પૂજે છે ત્યારે સ્ત્રી પુરુષને જ કાં પૂજતી રહે છે ? અન્યોન્ય કાં નહિ ? અને બંને પરમાત્માને કાં નહિ ? મને સવાલ મૂકતાં જ કાંઇ ધુંચાડો થાય છે. પુરુષ ભોક્તા સ્ત્રી ભોજ્ય શી રીતે છે ? પણ મ્હારે શું કહેવાનું છે તે તમે સમજી શકશો. પત્રમાં ઉત્તર આપવું એ બના શકે તેવું નથી અને ન બની શકે તો હું કાંઇ પણ સમજાશે તેવું સમજી વાંચતો જઇશ પણ બની શકે તો સમજાવશો.

વળી ઍમર્સનની સ્વર્ગની કલ્પના પુરુષ સ્ત્રીને ક્ષણે ક્ષણે બદલાવે છે તેના કરતાં સ્વીડનબોર્ગ સ્ત્રીને સ્ત્રી જ અને પુરુષને પુરુષ જ રાખે છે તેનાં કારણો કેવી રીતે વધારે સારાં છે એ પણ બની શકે તો લખશો. મારૂં વલણ કાંઇક ઍમર્સન તરફ રહે છે અને છતાં સ્વીડનબોર્ગ પણ સાચો જ લાગે છે.

મ્હારાં પ્રશ્નો જ ન સમજાતા હોય તો હું વિસ્તારથી લખીશ.

## ૩૭–૩૦

લાઠી તા. ૨૪–૩–૯૮

પત્ર મળ્યું. હું સમજ્યો હાલ તો શાંત રહી વાંચે જઇશ. હાલ તોપણ કાંઇક પૂછીશ જે કાંઇક સમજાયું હોય તો તે લક્ષમાં રહેતાં વધારે સ્પષ્ટતાથી બધું સમજી શકાશે.

સ્વીડનબોર્ગ સ્વર્ગ નરકની એટલે લગ્નસ્નેહ અને વ્યભિચારની વ્યવસ્થા શી રીતે કરે છે ? હું બરાબર સમજી શકું તે માટે કાંઇ આકૃતિઓ ચિતરીશ તો બહુ સ્પષ્ટ થઇ શકશે. સ્વર્ગના બગીચાની વ્યવસ્થામાં વચમાં ઝિંદગીનું તરુ છે. તેની આસપાસ ચક્રો છે. પ્હેલું ચક્ર સૌથી સુન્દર, બીજું તેથી ઓછું અને તે પ્રમાણે પણ સૌથી ઓછા સુંદરમાંએ જીવન તો એ ઝિંદગીના જ તરુનું છે, તે ઓછું સુંદર છે કેમકે તે દૂર છે અને દૂર જ રહેવાને લાયક છે. એજ દાખલો આપણે સ્વર્ગ નરકમાં ઉતારીએ.

મધ્યબિન્દુ પરમાત્મા. પ્હેલું અને સૌથી ન્હાનું પરીધ ઉત્તમ સ્વર્ગ. અને સૌથી મ્હોટું ચક્ર તે સૌથી દૂરનું અને તેથી નરક. આવી

વ્યવસ્થા છે કે બે ચક્ર કરવાં જોઇએ ? એકનું મધ્યબિન્દુ પ્રભુ અને બીજાનું શેતાન— એવાં? પ્હેલી વ્યવસ્થા અદ્વૈતની થશે અને બીજી દ્વૈતની થશે. શિવ અને જીવનું અને પરમ ઐક્ય એ આપણું અદ્વૈત તેને સ્વીડનબોર્ગ માને છે? કે દ્વૈતને?

કવિતાની નોટબુકસ મણિભાઇ પાસે હોતાં મોકલાઇ નથી. આવશે કે તુર્ત મોકલી આપીશ.

હાલ મ્હારી પાસે એક ગવૈયો છે અને તે વધારે સારો સિતારીઓ છે.

## ૩૮–૩૧

લાઠી ૪–૪–૯૮

'સ્વર્ગ અને નરક'ના ભાષાન્તરના કાગળો મળી જ ગયા હતા અને તરત જ વાંચ્યા હતા. સ્વીડનબોર્ગને કાંઇ એક જ બાબત સમજાવવાની હોય એમ લાગે છે. સ્વર્ગ અને નરકનાં એ ત્રણ પ્રકરણો વાંચવાથી પણ તેનું જે પુસ્તક હું વાંચું છું તેમાં કાંઇક વધારે સ્પષ્ટ સમજી શકાય છે.

તમે ક્રિશ્ચિયન થતા જાઓ છો એ જાણી મને તો આનન્દ જ આવે છે. ક્રિશ્ચિયાનિટિને હું તો દયાનો ધર્મ સમજું છું. પરન્તુ એ અદ્વૈતથી ક્યાં શી રીતે કેટલું જૂદું પડે છે તે સમજવાની બહુ જિજ્ઞાસા છે. True Christian Religion તો કોન જાણે ક્યારે વંચાશે. ત્યાર પ્હેલાં હાલ કાંઇ તમે સમજાવી શકશો ? — ટુંકામા જ.

## ૩૯–૩૨

ગોપનાથ ૧૩–૪–૯૮

"દ્વારો ઉઘડાશે" મળ્યું. મેં આજે હમણાં જ સ્વીડનબોર્ગનું આ પુસ્તક પૂરૂં કર્યું. અત્યારે એ પુસ્તક માટે કે કશા માટે હું લખી શકું તેવી સ્થિતિમાં નથી. આ પ્રકારનું પુસ્તક મેં પ્હેલું જ વાંચ્યું છે અને એવું પુસ્તક પૂરૂં કર્યા પછી થોડો કાળ તો મગજ બિલકુલ repose [આરામ] લે એમ મને હંમેશાં લાગે છે. પરન્તુ એ વાંચતાં મને જે આનન્દ આવ્યો છે તે ઉપરથી એમ લાગે છે કે મ્હને જરૂર ફરી આશા મળશે. હાલ તો દ્વારો ઉઘડે ત્યાં સુધી રાહ જોવાનું છે.

પરન્તુ મ્હારા પોતાના અત્યાર સુધીના વિચારો સ્પષ્ટ કરવા સ્વીડનબોર્ગ ઉપર હું કાંઇક લખવા ધારૂં છું. અહીં લખવાનું અને વાંચવાનું જ કામ કરવાનું છે. આજે બપોર પછી મગજ ઉઘડશે તો તે સંબંધે વિચારને સ્પષ્ટ કરવા બેસીશ.

'સ્વર્ગ અને નરક'ના ભાષાંતરના વધારે કાગળો લખાયા હોય તો મોકલશો.

સ્વીડનબોર્ગ હું પૂરો વાચીશ. મ્હારે માટે બધા પુસ્તકો મગાવ્ય હશે. હાલ તો હમીરજીનું કાવ્ય લખવાનું છે. તે પૂરૂં થયા પછી "ફોસ્ટ" વાચીશ. વળી પાછું સ્વીડનબોર્ગનું બીજું પુસ્તક સુખી હશો.

## ૪૦—૩૩

ગોપનાથ ૨૦-૪-૯

એક વિચિત્ર સવાલ મ્હારા હૃદયમા બહુ કાલથી ઘુંચાઇ રહ્ય છે. એ સવાલપર તમે કદાચ કાંઇ વિચાર કર્યો નહિ હોય. આત્મઘાત એ શી રીતે પાપ છે? — તેને લગ્નસ્નેહની દૃષ્ટિથી વિચારતા ઘણા આશકો ઘણાં કારણોથી આત્મઘાત કરે છે. તેઓની સ્થિતિ મૃત્યુ પછી કેવી થાય છે તેને માટે સ્વીડનબોર્ગ કાંઇ લખે છે? ખ છે કે દરેક માણસે પોતાની પ્રાપ્ત સ્થિતિથી સતુષ્ટ રહેવું જોઇએ. ખ છે કે જેને આશક દર્દ કહે છે તેમા ઘણું શીખવાનુ હોય છે. છત બિચારો કોઇ જીવવા કરતા મરવાને જ ઠીક ગણે તો તેનું મૃત્યુ પછ શું થાય છે? એ માણસ નબળો તો બહુ છે છતા તેને વ્યભિચાર અને તેથી નરકમા મોકલવા જેવો તો નહિ જ ગણવો જોઇએ. ખ જોતાં કેટલાક બનાવોમાં તો એથી ઉલટું જ હોય છે આપણા વિચા પ્રમાણે આત્મઘાત એ બહુ મ્હોટું પાપ છે. શુ તે તેવુ જ છે? હો તો શા માટે તેવું છે?

## ૪૧—૩૪

ગોપનાથ ૨૭-૪-૯

વ્હાલા ભાઈ

નહિ નહિ—હું હાલ તો આપઘાત નહિ જ કરૂં; કદિપણ ના કરૂં એમ અત્યારે તો માનું છું. પરંતુ એ સવાલને મેં ઉપયોગ

દૃષ્ટિથી જોયો હતો. સ્નેહ એ ઉપયોગ જ છે છતાં થોડા કાળ પ્હેલાં અહીંની જે સ્ત્રીઓ સતી થતી તેમાંથી આનંદથી સતી થનારની સ્થિતિ મને તો હજુ બહુ હર્ષથી જોવા જેવી લાગે છે. અથવા એક માશૂક જતી રહ્યા પછી શા વિચારથી છેવટ સુધી મરતાં જેને પશ્ચાત્તાપ થતો નથી એવા આપઘાત કરનારનો સ્નેહ મને તો બહુ ગંભીર ભાસે છે જે માણસ કુવામા ડૂબવા જઇ ડૂબતી વખ્તે વલખા મારે છે તે મૃત્યુ તો સર્વથા કંગાલ જ છે. આવી દૃષ્ટિથી આપઘાતને જોઇ આપઘાત એ સંસારના હિતની વિરુદ્ધ છે એવું માનતા છતાં જે આપઘાત કરે છે તેના મૃત્યુ પછી શી સ્થિતિ થતી હશે તે જાણવાની જ ઇચ્છા હતી.

પણ મ્હારા બીજા પત્રનું ઉત્તર મને આ તમારા પત્રમા જ મળી ગયુ છે અહો ! આપણે સાથે રહીશું ! સદાકાલ માટે કદાચ સાથે રહીશું ! એ ક્યારે ? એ સંબંધે હજું કાંઈ વિશેષ લખો. એ સમય તમે પાસે જોઇ શકો છો ?

## ૪૨–૩૫

ગોપનાથ ૧૨–૫–૯૮

આજે ત્રણ દિવસથી મિલ્ટન લીધો છે. તેના બીજાં કાવ્યો પૂરા કરી કાલે પેરેડાઇઝ લોસ્ટ શરૂ કરીશ. રિંગોન્ડ પણ વાંચીશ. બે બાબત પૂછવાની છે — તે સ્ત્રીડનબોર્ગે સમજાવી છે. પણ તેનું આરગ્યુમેન્ટ ભૂલી ગયો છું. તમે ટૂંકામાં લખશો તો સમજાઈ જશે. ઇવને પાસળીમાથી ઉત્પન્ન કરતી વખ્તે એડમને નિદ્રસ્થ રાખવાનુ શું કારણ ? અને ... "લોસ્ટ"ની બારમી એટલે છેલ્લી બુકમાં એક દેવદૂત માનવીનું ભાવિ કહે છે ત્યારે ઇવને નિદ્રસ્થ રાખવાનું એડમને શું કારણુ ?

બીજું—જટિલ અને શાસ્ત્રીજી સાથે હું હમણા કાલિદાસનું વિક્રમોર્વશી વાંચી ગયો. સંસ્કૃત કવિતા એટલી બધી સુન્દર લાગી છે કે ઇંગ્રેજી કવિતામા મને પડતી હતી તેટલી હવે મજા પડશે કે નહિ તે શંકા જેવું છે. વિક્રમોર્વશી વાંચતાં મને શું થતું હતું તે હું કોઇપણ રીતે કહી શકું તેમ નથી. હજુ તો એ બહુ જ ઉતાવળથી

વંચાયું હતું. સંસ્કૃત બહુ જ થોડું સમજી શકાયું હતું. હવે પ્હેલું પુસ્તક ગુરુજી પાસે એ જ શીખીશ. એમાં મારી જ બધી વાત કેટલી! અને કેવી વિશાલતા! કવિતાની કલા સંસ્કૃતમાં છેક શિખરપર અત્યારે છે એમ મને લાગી ગયું છે.

૪૩–૩૬

ગોપનાથ ૩૧–૫–૯૮

વ્હાલા ભાઈ

બાઇબલ તો મળી ગયાંને થોડા દિવસો થઇ ગયા.

અહીં હવે મ્હારે બે કલાક રહેવાનું છે. ભવ્ય સમુદ્રને છોડી જવો ગમતું નથી અને દિલમાં કાંઇ બેચેની છે.

તમારો
સુરસિંહ

૪૪–૩૭

વાળુકડ, ભાવનગર થઇને ૫–૬–૯૮

તમારૂં પોસ્ટ કાર્ડ મળ્યું. બંધુ, તમારી કેટલીએક માન્યતાઓ સ્પષ્ટ સમજવાની મને બહુ ઇચ્છા થાય છે. મળવાનો પ્રસંગ પરંતુ બની શકતો નથી. હું પોતે હજુ બહુ અંધારમાં છું અને કદાચ આખી ઝિંદગી એવા જ અંધકારમાં રહીશ એમ લાગે છે. તમે "બધી કવિતા અને ફિલ્સુફી ઈશ્વરી સત્ય સાથે સરખાવતાં નિર્માલ્ય છે" એમ કહો છો તે જ હું માનું છું. કવિતા અને ફિલસુફીને શંકાઓ માત્ર હું માનું છું પરન્તુ એથી ઉચે હોય એવું ઇશ્વરી સત્ય ક્યાં દેખાયું છે? ત્યાં ક્રિશ્ચિયાનિટિનો હિમાયતી સ્વીડનબોર્ગ આંખે જોએલી વાતો અમુક રીતે કહે છે તો તહીં બીજે સ્થાને થીઓસોફીના મહાત્માઓ તે જ પ્રમાણે કરી કાંઇ જૂદું જ કહે છે અને સર્જ્ડ કારણોમય જડવાદ કાંઇ ત્રીજું જ કહે છે. જો કે હું જડવાદી તો હવે થઇ જ શકીશ નહીં, જડથી સૂક્ષ્મ અથવા એ જ જડનું સૂક્ષ્મતર એવું જડ જ કે બધું સૂક્ષ્મ જ એવું કાંઇક વિશ્વના કાયદામાં છે એટલી તો મને ખાતરી થતી આવે છે. પણ તેમાંએ કેટલા પ્રકાર? ક્યાંએ અંધ શ્રદ્ધા ચોટાડી દેવી — એ શા અર્થની? મ્હારા બધા આનન્દ

ઉડી ગયા છે અને ફરી ક્યારે આવશે તે પ્રભુ જાણે — કદાચ કદિ નહિ. અહીં નીચે એક કંગાલ ગાંડો છોકરો હમણાં હસે છે અને બીજા છોકરાઓને હસાવે છે. કેવું સુખ! આવા પ્રેમમાં, પછી વિશ્વના ડોળાણમાં વ્યર્થ દયાઓનાં અને છેવટ આવી શંકામાં અશ્રુ કે હાસ્ય વિનાની સ્થિતિમાં આવી પડવા કરતા એ ગાંડો છોકરો કેટલો સુખી! શું તમને એમ નથી લાગતું? મને તો આ અત્યારે આ ઇંગ્રેજી ભણ્યો અને આ કાંઇ વાંચ્યું તેથી ખેદ થાય છે. મને ઘાતકી કે ઘેલા કે કોઇપણ કરતાં શંકાશીલ પર અત્યારે બહુ દયા આવે છે અને શંકા પરાણે દૂર થઇ શકે તેવું સાધન સંસારમાં એક પણ નથી. વધારે તો હવે જ્યારે મળીએ ત્યારે.

## ૪૫—૩૮

વાળુકડ ૭—૬—૯૮

મ્હારી પાસે થોડી કવિતાઓ એકઠી થઇ છે. હવે તો છેક નિર્માલ્ય થતી જાય છે, એમ શું તમને નથી લાગતું? મ્હારે હવે બોલવાનું બંધ કરવું જાઇએ એમ મને લાગે છે. હૃદયમા અનેક ભાવો આવી આવી ચાલ્યા જાય છે પણ તેનો અગ્નિ અત્યારે નિરાશામાં અને બુઝાઇ જવાની તૈયારીમાં છે. કદાચ થોડા જ દિવસમાં એ અગ્નિ હશે નહીં. ગાવાની ઇચ્છા થાય તોપણ ગાવું નહીં એ જ મ્હારે માટે હાલ તમને સારૂં લાગતું નથી? હવે મોકલીશ તે કવિતાઓ પરથી હું કહું છું તે સ્પષ્ટ થશે. તમને મોકલાએલીમાં છેલ્લી કવિતા કઇ છે?

## ૪૬—૩૯

લાઠી ૧૨: ૭: ૯૮

તમને આ વાંચીને બહુ ખેદ થશે, પરન્તુ સર્વની પરવાનગી પછી, એના માલેકોની ઇચ્છા પછી, મેં ગઈ કાલે શોભનાને મારી કરી છે. દુનિયાં બહુ બુરૂં કહેશે. પરમાત્માનો ઇન્સાફ તો મૃત્યુ સુધી રાહ ન જોવા માટે જે થાય તે ખરો; પરન્તુ તમને તો બહુ ખેદ

થશે જ. પરન્તુ ઝિન્દગી એવી ખૂરી લાગતી હતી, અને ધીમે ધીમે દર્દ એવું થતું જતું હતું, કે મને એ સાહસ કરવું જ ગમ્યુ ! પ્રભુ તે કાર્યપર કૃપા ને ક્ષમાની દૃષ્ટિથી જુએ !

૪૭–૪૦

લાઠી. ૧૯ : ૧ : ૯૮

પ્રિય ભાઈ,

પત્રનુ ઉત્તર જરા મોડું લખું છું પણ ત્વરાથી ઉત્તર વાળવા જેવું નહતુ તેથી વિલંબ થયો છે.

ગોવર્દ્ધનભાઈ કાલે જૂનાગઢથી આવ્યા છે. પરમ દિવસે નડીયાદ જશે. એમણે કરેલા ધારા વાચ્યા બહૂ જ તટસ્થ રહીને અને કોઇની પરવા રાખ્યા વિના એમણે એ કાર્ય કર્યું છે. તમે વિસ્તારથી લખવા કહો છો પરંતુ તેમ લખવા જેટલી હજુ સ્થિતિ પહોચી નથી. અથવા હજુ મેં પોતે વિશેષ કાર્ય હજુ લીધું નથી. એ ત્રણ દિવસમાં હું કાર્ય હાથમાં લેઇ શકીશ અને ત્યાર પછીના અનુભવ તમને લખીશ.

હાલ રામાયણ વાચું છું.

તમારો

સુરસિંહ

૪૮–૪૧

લાઠી ૧૦–૨–૯૮

શેકસપીયર અને તમે લખેલું પુસ્તક મગાવવા પી. આદાબને કહી દીધુ છે. હાલ તો ફોસ્ટ વાચું છુ. બહુ વિચારવાળો એ લેખ છે. પછી શેકસપીયર આવે ત્યાર પ્હેલાં ટેનિસનનું આઇડિલ્સ ઑફ દિ કીંગ વાચવા ધારૂ છું. મી. ઠાકોરનો એ કવિવરનો લેખ વાંચ્યા પછી ખાસ એ કવિને કાઇ વિશેષ જાણવાની ઇચ્છા થઇ છે. શેકસ-પીયર લીધા પ્હેલાં વિશેષ નહિ તો સ્વીડનબોર્ગનું સ્નેહ અને જ્ઞાનનું પુસ્તક વાચી જવું છે. એ પુસ્તકો બહુ દિવસથી આવી ગયાં છે.

૪૯–૪૨

લાઠી ૨૨–૩–૯૯

હાલ હું પત્રોના ઉત્તર બહુ મોડાં આપું છું. માફ કરજ્ને. તમારી થોડા માસ પહેલાં હતી તેવી તો નહિ જ પણ કાંઇક તેવી જ સ્થિતિ

અત્યારે મ્હારા મનની છે. સ્વભાવને ધક્કા લાગે એવાં માનવિ ઘણાં આસપાસ હોવાને લીધે હૃદય કાંઈક સુકકું થઈ જતુ હોય લાગે છે. ઉપાય તો માથેરાન જઇ આવીને તુર્ત છે એટલે રાજ્ય અને હૃદયની આશા દૂર લાગતી નથી.

એલવિન વાચવાનું શરૂ કર્યું છે.

## ૫૦–૪૩

માથેરાન ૬–૫–૯૯

Heaven & Hell કાલે પૂરૂં કર્યું. કેટલીક બાબતો તેમાં નવી હતી. અને સ્વીડનબોર્ગ પર વિશેષ શ્રદ્ધા લાવવાનું તે પુસ્તક વાચ્યા પછી મન થાય છે. તેના વિચારોની વિરુદ્ધ દૃઢતા હતી તેને સ્થાને હાલ શંકાઓ છે શંકાઓ બહુ ગભીર છે, અને બહુ નથી. સખ્યામા નથી. પણ તુર્ત એકે બાજુએ નિર્ણય થાય તેમ પણ લાગતું નથી. કાઇ પણ લખવા કરતા મળતી વખ્તે વાતો કરીશું. હવે કાલથી હમીરજી અગાડી ચલાવીશ.

મ્હારી કવિતાઓમા અગાડી કાંઇ કરી શકયા છો? જે કવિતાની નકલો થઇ ન હતી તે હવે થઇ ગઇ છે? બધી કવિતાઓ તમારી પાસે છે?

## ૫૧–૪૪

લાઠી ૫–૮–૯૯

પત્ર મળ્યું.

......માટે કાંઇ વિશેષ નહિ બની શકે તે જાણ્યું. તમે લખો છો તેટલું તો બનશે જ — તેમા તો કાઇ શંકા, હું ધારું છું રાખવાને કારણ નથી. તો એક રીતે એટલું પણ બસ થશે. એક મ્હેં સાંભળ્યું છે કે ભાવનગરમાં એવો ધારો છે કે જે નોકર ......ની માફક બહાર નોકરી કરતો હોય છે તેને પ્રમોશન મળી શકતું નથી. અર્થાત્ જ્યાં સુધી નોકર નોકરીપર ન હાજર હોય ત્યા સુધી તે ગ્રેડ ચડી શકતો નથી. આમ થવાથી અંતે તેને પેન્શનમાં નુકસાન થાય અને અમુક કાળ પછી કદાચ તેને રિટાયર્ડ થવું પડે તો તેને ગ્રેડ હતી તે જ મળવાથી બીજાને જે લાભ મળ્યો હોય તેથી તે બાતલ થાય.

બીજું — તમે હાલ નહીં પણ થોડા કાલ પછી પણ કાંઇ પ્રમોશન અપાવી શકો ?

તો આ બન્ને વાત જ્યારે ......કાયમ થાય ત્યારે એક પત્રથી એમને અને બીજાથી મને સૂચવશો. મને એવો કાગળ લખજો કે જે હું એમને વંચાવી શકું. આટલું જો તમે કરી શકશો તો તેનાથી જૂદાં થવાને કાંઇ કારણ આપી શકું તેવું સંગીન મળશે. ......ભાઈ જેવી બિના જ્યાં બનેલી હોય ત્યાં મને જાઓ કહેવામાં વાંધો આવતો નથી પણ જ્યાં તેવું કાંઇ જ ન હોય ત્યાં વગરવાંકે "જાઓ" કહેવામાં સામા માણસને હું ઘા મારતો હોઉં એવું મને લાગે છે. ......એ હજુ સુધી પ્રમાણિકતા અને નિષ્પક્ષપાત બતાવ્યો છે. અને રજા આપવામાં ગૌણ કારણ નકામા ખર્ચનું અને મુખ્ય સ્વભાવનું છે. ...... માં Littleness of heart (ટુંકો જીવ) ઘણી વખ્ત બહુ માલુમ પડે છે. સંસારમાં ક્ષમા અને ઔદાર્યથી કેવળ સુખ મળે છે તે તે વ્યવહારમાં સમજી શકે તેમ નથી. કદાચ હું બહુ મ્હોટી ભૂલ કરતો હઇશ. કેમકે ઘણી વખ્ત સ્વભાવની સખ્તાઇ આવા રૂપમાં દેખાય છે પણ અમે દૂર હોઇએ અને મિત્ર હોઇએ એ અમે પાસે ચાકર અને ધણી જેવા હોઇએ તે કરતાં વધારે સારું છે અને એ વાત તો અમે જૂદા થશું ત્યારે એમને સમજાવીશ. એ માણસ એમ માને છે કે તેને ક્યાંઇથી, મિત્રો તરફથી પણ ઇનસાફ મળ્યો નથી. અને એ વાત જ્યારે તે કરે છે ત્યારે એ હૃદય કેટલું બધું દુ:ખી છે તે જોઇને મને બહુ દયા આવે છે. અને વગર કારણે "જાઓ" હું નહિ કહી શકું એમ લાગે છે. અને છતાં જૂદા થવું — એ નિશ્ચય તો ફરતો જ નથી. તમને આ બધામાં બહુ વૈચિત્ર્ય લાગશે. પણ એ જ સાચું છે. તેમાં મ્હારા સ્વભાવનો કદાચ બહુ દોષ હશે.

ટુંકામાં તો ઉપર પ્રમાણેના બે કાગળો બને તેમ વહેલા અમને મોકલજો અને બીજી વાતો પછી લખીશ. હમણાં આંખમાં દવા નખાવી છે એટલે વધારે લખવું ઠીક નથી.

તમે ચોપડીઓ મોકલી તેને માટે કાંઇ જ લખતાં દુનિયાદારીમાં ભૂલી ગયો. ''કવિતાના તીર'' વાંચ્યા. બહુ જ સારા છે. એ કોણ કવિ છે? હાલ ત્રણેક કવિતાઓ લખાઇ છે. હવે તો લાગે છે કે તમે આવો ત્યારે તે બધી સાથે વાંચીએ પણ તે ક્યારે?

તમારો — સુ

## પર–૪પ

લાઠી ૧૮–૮–૯૯

મ્હારૂં રસોડું કેવી રીતે હતું તે જાણો છો, તે મેં કાલે ફેરવ્યું છે. સર્વથી જૂદું કર્યું છે. પ્રભુ રાખે તેમ રહેતાં ઝિંદગી પૂરી કરી નાખવાનો ધીમે ધીમે જાણે તે જ નિશ્ચય કરાવતો હોય અને સમજાવતો હોય કે સહન કરતાં તડફવામાં કાંઈ ઉપયોગ નથી, એવું લાગે છે. શું શું લાગે છે તે કહેવાને વધારે સુખી માણસ પાસે દેખાતું નથી. તેમ કહેવાથી સુખ મળતું હતું તે ઉંમર ફરી ગઇ લાગે છે. તમે પોતે વળી જૂદી જ પ્રકારની — પુત્રની તબીયતની — ચિન્તામાં પડયા છો. + + +

પ્લેટોનું પ્હેલું પુસ્તક એક દિવસમાં પૂરું કરીશ. તમે સ્વીડન-બૉર્ગનું કયું પુસ્તક વચમાં વાચવા લખ્યું હતું?

## પ૩–૪૬

લાઠી ૩૧–૮–૯૯

પ્રિય ભાઈ,

બે પત્રો અને પુસ્તકો મળ્યાં.

પ્રાણલાલની* સર્વ વાત મને ગુરુજીએ કહી. એને અહીં સહન કરતાં આપણા કરતાં વધારે આવડતું હતું. અને ત્યાં પણ આપણી ઉપર કદાચ રહેશે.

પુસ્તકો હું મંગાવવાનો હતો તેટલાં જ તમે મોકલ્યાં છે. ગીગાભાઇને અને બાવાભાઇને લખીશ.

---

* કાન્તના જ્યેષ્ઠ પુત્ર

તમે જે રીતે મને કાંઇ અર્પણ કરો તે મ્હારે આનંદથી જ સ્વીકારવાનું છે, આપણે બન્ને મ્હારા એ *અક્ષરોથી પુસ્તકમા સાથે રહી શકીશું, એટલું બસ છે, એ જ તમારી ઇચ્છા છે.

રમાથી જૂદા થતાં મને બહુ દુઃખ થયું હતુ મને હજુ ઘણી વખ્ત બહુ દયા આવે છે. પણ હું સંતોષથી જ હવે જીવી શકીશ એમ મને લાગે છે. જે પ્રકારે હું પ્હેલા સહન કરતો તેમા તો ફરી ન જ જવાય તેટલી મ્હારી પ્રભુ તરફની શ્રદ્ધા વધી છે. પ્રભુ બોલાવી લે ત્યા સુધી જ માત્ર થોડી સહનશીલતાની અપેક્ષા છે.

તમારો

**સુરસિંહ**

## ૫૪–૪૭

લાઠી ૩–૯–૯૯

...... ને સર્વ કહી દીધું. જવાનું કહેવાનું તે કહેવાઇ ગયું. જાણે મ્હારા સ્વભાવ પ્રમાણે એક ભાર મ્હોટો ફેંકી દીધો પણ એક સવાલ મ્હારા મગજમા ખટકયા કરે છે. હું કોને રજા આપું છું? — એક પ્રમાણિક સખ્ત માણસને? — કે તેવા એક ડોળઘાલુને? તે સંબંધે તમે કાંઇ લખતા નથી અને એ ઠીક છે. આપણે મળીએ ત્યા સુધી હું રાહા જોઇ શકીશ. હજુ ......ને મળેલી રજાના ઘણા દિવસો બાકી છે. પણ હું કોને રજા આપું છું એ સવાલનું ઉત્તર તો મને સ્પષ્ટ મળવું જોઇએ. હું નિર્ણય નથી કરી શકતો તેથી તમારો અભિપ્રાય જાણવા ઇચ્છું છું. જો હું ઢોગીને જવા દેતો હોઉ તો વ્હેલો જવા દેઉ તેમ સારૂં પણ જો મેં સખ્તીને મગરૂરી માની હોય તો તે સખ્ત સ્વભાવ મને બહુ ઉપયોગી છે — જો કે ઘરમાં હાલ છે ત્યાં નહીં પણ રાજ્યમાં. માણુસ મળવું કેટલું મુશ્કેલ છે તેનો મને બહુ અનુભવ છે અને સારો માણુસ હાથમા આવ્યો હોય તેને ન જવા દેવો જોઇએ. ઉત્તરની રાહા નહિ જોઉં પણ તમારી પોતાની રાહા હવે ઘણી જ આતુરતાથી જોઇશ. તમે કયારે આવશો? — આ એક જ વાતના ખુલાસો કરવા? હવે ......ને રોકવા કે જવા

* Dedicated to S. T. G.

ર્‍હેવાનું — બંને સહેલું છે અને તેથી તે કરતા પ્‍હેલાં મને મ્‍હારા સવાલનું ઉત્તર મળી જવું જોઇએ.

પ્રભુ મ્‍હારી દૃષ્ટિ વિશેષ સ્પષ્ટ કરે એટલું જ હાલ તો તેની પાસે માગ્યા કરૂં છું.

૫૫–૪૮

લાઠી ૨૩–૧૦–૯૯

પ્રિય ભાઈ,

આપણે હાલ અન્યોન્ય બહુ લખતા નથી પણ આપણે દિવસમાં ઘણી વખ્ત મળતા હશું એમ લાગે છે અને ખાસ કાંઇ કહેવાનું નથી.

આ માસની દશમી તારીખથી Lord's Prayer [ ખ્રીસ્તી પ્રભુપ્રાર્થના ] હું કરૂં છું. એ સંબંધે હજુ વિશેષ લખવા જેવું કાંઈ નથી. એ Prayer ને [ પ્રાર્થના ] બરાબર સમજવા સ્વીડન્બોર્ગ વાચવા બહુ ઇચ્છા થાય છે. રિપબ્લિકની પ્રસ્તાવના હાલ વાંચું છું ઘણી લાંબી છે, બહુ સારી પણ છે. સાથે મેક્નોટન સાહેબે આપેલી નોવેલની ચોપડી પણ વાચું છું.

સ્નેહાધીન

સુરસિંહ

૫૬–૪૯

લાઠી ૩૧–૧૨–૯૯

હું થીઓસોફિસ્ટ થયો એ તો તમે જાણ્યું જ હશે. જટિલ હાલ સીક્રેટ ડોકટરીન્સ વાચે છે. થોડા ભાગ મેં સાભળ્યા. એ એક પુસ્તક બની શકે તો જરૂર વાંચજો. આપણા ધર્મને શું કહેવાનું છે તે પણ જાણવું તો જોઇએ. કોઇ વિચાર છેવટ ગ્રહણ કર્યા પહેલા એટલું જાણવાની મ્‍હારા પોતાને માટે તો મ્‍હને બહુ જરૂરનું લાગે છે. હવે થોડા કાળમાં સ્વીડન્બોર્ગ હું શરૂ કરીશ. થીઓસોફીનાં થોડાં પુસ્તકો — ન્હાનાં ન્હાનાં — મેં વાંચ્યાં. ડોકિટ્રન સ્વીડન્બોર્ગ વાંચ્યા પછી રાખીશ.

૫૭–૫૦

લાઠી ૯–૫–૧૯૦૦

હાલ હું શું કરૂં છું? ચાર્લ્સ રોબિન્સન વાંચું છું. તેનો પણ થોડો તરજુમો કરીશ એમ લાગે છે. પણ મ્‍હારી શ્રદ્ધા બહુ અસ્થિર

છે. 'નરક — અનંત કાલનું નરક' — એ વિચારપર મને શ્રદ્ધા થઇ શકતી નથી અને તેથી બધી વાત વીખાઇ જાય છે, ક્રાઇસ્ટ એક જ ઇશ્વર એમાં મને કાંઇ જ શ્રદ્ધા આવી શકતી નથી. અને તે ન માનું ત્યા સુધી સ્વીડન્બોર્ગ મને બરાબર શાન્ત કરી શકતો નથી. પુનર્જન્મ — એ વિચાર જતો નથી. થિઓસોફીમાં શું છે? હાલ આવો વિચાર કર્યો છે. બે સ્વીડન્બોર્ગીયન નોવેલ્સનાં ભાષાંતર કરૂં અને બે થિઓસોફીકલ નોવેલ્સના ભાષાન્તર કરૂં. જોઇએ મને શું વિશેષ અનુકૂલ થાય છે. પ્લેટો થિઓસોફીને, વેદાંતને વિશેષ મળતો હોય એમ લાગે છે પણ સ્વીડનબોર્ગના જેવું કાંઇક સ્પષ્ટ પ્લેટો કહેતો નથી. સ્વીડન્બોર્ગ જે કહે છે તે સ્પષ્ટ કહે છે પણ તે બધું જ સાચું હોય એમ મનાતું નથી. શાન્ત રહી વાંચવા યત્ન કરૂં છું

સ્નેહાધીન
સુરસિંહ

# કલાપીના પત્રો : જટિલ ઉપરના

## ૫૮-૧

લાઠી ૧૮-૮-૯૫

**પ્રિય ભાઈ જટિલ,**

આપનું તા. ૧૦ નું પત્ર મળ્યુ.

'મૃત કુસુમ'માં આપને કાંઇ ફેરફાર કરવાનું યોગ્ય લાગે તો કરશો. "દગો" એ નામનું ગઝલ આપને મળ્યુ હશે તેમા મે થોડો ફેરફાર કર્યો છે એટલે તે સંબંધે આપને કાંઇ લખવાનું યોગ્ય લાગે તો લખશો પણ તે હું આપને ફરીથી લખી મોકલું ત્યાર પછી અને તે સાથે એક બીજું ગઝલ પણ મોકલીશ. "ગીત ગોવિન્દ" ની થોડી પ્રત મે મગાવેલી છે. તેનુ હેન્ડબિલ મ્હારી પાસે આવ્યું હતું.

"ગીત ગોવિન્દ" ની ટિકા અને કવિનું વૃત્તાંત બહાર પડે ત્યારે તે પુસ્તકની છ નકલ મને મોકલે તેવી ગોઠવણ કરશો.

"ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી" માટે વિશેષ નકલો ભરવા મ્હારો વિચાર હતો પરન્તુ મને ખબર મળ્યા છે કે તે પુસ્તકને બીજાં રાજ્યો તરફથી બહુ સારી મદદ મળી છે, વળી તે પુસ્તક લખનારને મ્હારી મદદની બહુ જરૂર નથી તો સમુદ્રમાં વૃષ્ટિની જરૂર નથી. જેનું કોઈ ન હોય અને જેનું કામ અટકી રહ્યું હોય તેને મદદ આપવાથી વિશેષ સંતોષ થાય છે, અને જરૂરનું પણ તે જ છે. આવી મદદ માટે હું અમુક વાર્ષિક રકમ રાખું છું. તે આવામાં ખર્ચી નાખવા કરતાં તેનો વિશેષ સારો ઉપયોગ થઈ શકે તો વધારે સારૂં. હવે આ આપણા કવિ 'બાલયોગી' લખે છે તે છપાવી આપવું કે આપનો વિચાર થાય તો મેં સૂચના આપી હતી તે મેઘદૂત પર

આપે આપેલું ભાષણ છપાવી આપવું એવું કાંઇ કરવું એ મને વિશેષ પ્રિય છે. તોપણ "ટ્રાન્સફર ઑાફ પ્રેo" એક નકલ જે કર્ત્તાએ મને ભેટ મોકલી હતી તે એક પુસ્તક મેં વધારે રાખ્યું છે.

"સમ્પૂર્ણ મનુષ્ય" ની ચાર નકલ મને મળે તેવી ગોઠવણ કરશો.

૫૯—૨

લાઠી ૨૫—૮—૯૫

પ્રિય સ્નેહી ભાઈ,

'મૃત કુસુમ' એ 'મૃત બાલક' નથી પણ મૃત કુસુમ જ છે. ૧૦ વર્ષ સુધી સાથે રહી શક્યું તે બની શકે તેવી વાત છે કેમકે તે પ્રિયાની પહેલા પ્રેમની પહેલી ભેટ છે તે એક પેટીમાં સાચવી રખાયલું છે. પ્રિયા તો સ્વર્ગવાસી બની અને આ મરેલું કુસુમ પાંખડીઓ પાંખડીઓ સાથે ચોટી જ ગઇ છે અને એક આકાર માત્રે જ કુસુમ જેવું રહ્યું છે. હવે પવન સંધ્યા ભ્રમર મધમાખી એ બધું જરૂરતું લાગશે. એટલું ખરૂં કે આ બધાંને બદલે એક બે જ હોત તો પણ ચાલત. આ વિચારને અનુસરી આપને જે કાંઇ ફેરફાર કરવા ધટે તે કરી નાખશો.

રા. રા. કુ ......ભાઇ અહીં ઘણા જ કામમાં આવી પડયા છે. દિવસ આખો કોર્ટમાં ગાળે છે અને કોઇ વખ્ત મ્હારી પાસે આવે છે. હું હાલ સ્પેન્સર વાચું છું તેમાં કોઇ વખ્ત એમનાથી સારી મદદ મળે છે પરંતુ મ્હારી ટેવ પ્રમાણે મને એકલાં જ વાંચવામાં અને મ્હેનત કરી સમજવામાં વિશેષ આનન્દ આવે છે.

ઉત્તરમેઘ સુધી મેઘદૂત કર્યું છે. પરંતુ તે કાંઇ અભ્યાસ માટે પુસ્તક લીધું નથી. તેમાં શું છે એ સમજવું એવી ઇચ્છા આપના ભાષણ વાંચ્યા પછી થઇ અને તે પૂરી પાડવા શાસ્ત્રી પાસે વાંચી જાઉં છું; તોપણ સારૂં સમજાય છે અને બહુ આનંદ આવે છે. સંસ્કૃત અભ્યાસ બહુ ધીમો ચાલે છે કેમકે બીજી ત્રીજી પ્રવૃત્તિમાં કેટલીક વખ્ત રોકાવું પડે છે.

## ૬૦–૩

લાઠી ૧૨–૧–૯૬

વ્હાલા ભાઈ,

આ વખતના સુદર્શનમાં આપનું ‘દુષ્યંત અને શકુંતલા’ હતા. તે વાંચ્યું. તે વાંચ્યું અને આપની ભજનની પ્રવૃત્તિ અને એમર્સનનું ભાષાન્તર કરવાનું યત્ન એ બધું હું વિચારી ગયો. તેમાંનું કશું “દુષ્યન્ત અને શકુંતલા” નહી જ બની શકે તેમ મને લાગ્યું. મહાન કવિના હૃદયમા ક્યાં સુધી ઉંડે ઉતરી શકાય છે. ઉંડે ઉંડે ઉતરીને કેવો અલૌકીક રસ કૂહાડી શકાય છે તેની એ લેખ એક પ્રતિમા છે. હું તો તેનો ભક્ત છું. પણ મણમાં તો હજુ પૂણીએ નથી કંતાણી — તે ક્યારે પૂરૂં થાય? આપ તેને છોડી તો નહિ દેશો એટલું જ માત્ર જાણવું છે. અને તે પૂરૂં કરી તે જ પ્રમાણે ઉત્તરરામચરિતનું કાંઇક લખવું છે એ પ્રતિજ્ઞા પણ વીસરી નાહ જશો. પણ આપ બીજી પ્રવૃત્તિમાં હાલ એટલા પડી ગયા છો કે તેનું શું ઉત્તર મળશે તેને માટે મને જરા ધાસ્તિ લાગે છે. આપ તેને વિસરી તો નહિ જ ગયા હો.

## ૬૧–૪

લાઠી ૩૧–૩–૯૬

આપનાં પત્ર મળ્યાં. ‘ક્ષમા’ માટે આપ કહો છો તે બરાબર છે. ‘પ્રેમની ઓટ’માં જે લાગણી હતી, જે લાગણીથી તે લખાયું હતું તે લાગણીથી ‘ક્ષમા’ લખાયું પણ નથી. ‘ક્ષમા’ તો ‘ઓટ’ પછી રહેલી કાંઇ લાગણીને અતિ ખેંચી જવાથી બન્યું છે.

એ એક કવિતા ખાતર આપ પાસે મુકાયું હોત તો બરાબર હતું. ક્ષમાની વ્યાખ્યા જ તેમાં હવે મને બદલાઇ ગયેલી લાગે છે.

કવિતાને એક કોરે મૂકી કોઇપણ પ્રસંગે કોઇપણ “દલિલ” કરે તેમાં મને માઠું લાગતું નથી, દુનિયાનાં બધાં હૃદય દલિલથી બંધાએલ થાય એ હું ઇચ્છું છું. આપ દલિલ કરશો તેમાં મને દુઃખ થવાપણું નથી. દલિલ જ બધે હોવી જોઇએ એ માન્યા છતાં હું તે કાયદાને અનુસરી શકતો નથી તેને માટે હૃદયત્યાગ એ મને

બહુ સખ્ત શીક્ષા લાગે છે. અને જ્યારે જ્યારે લાગે છે ત્યારે ત્યારે એ જ લાગે છે. પણ કોઇ દલિલ કરે અને ક્રોધ નહિ પણ દયા લાવે તે મને અરૂચતુ નથી. કડવું કહેવું તે મને મીઠું લાગે છે પણ કડવું કહેનાર ત્યજી દે એ મને બહુ દુઃખ લાગે છે.

## ૬૨–૫

લાઠી ૯–૬–૯૬

પ્રિય ભાઈ જટિલ,

કાવ્યો કાલ સુધી જે લખાયા છે તે બધાં આપ તરફ આજે મોકલું છું. તેને આપ પાસે મોકલતા કાંઇ આનન્દ થાય છે.

આ જીંદગીના ઇતિહાસમાં એક મહાન વિક્ષેપથી લખાયેલ "હૃદય ત્રિપુટી" અને તે જ વિચારોથી લખાયલાં "નદીને સિન્ધુનું નિમંત્રણ" "ગુનેહગાર", "હદ", "અતિ મોડું", "ના ચાહે એ", "સીમા", "આધીનતા" "નિશ્વાસને", "વ્હાલીનું રૂદન", "એક ઘા", "ગોફણી અને પત્થરથી પક્ષિ ઉડાડતા છોકરાને' અને "પશ્ચાત્તાપ" આપ આ કાગળો હાથમાં આવતાં જ પ્રથમ વાંચશો. તે માટે આપ શું ધારો છો તે લખશો — વિવેચન લખતાં તો વખ્ત લાગશે પણ ઉપલક વિચારો જાણવાની પણ આતુરતા રહેશે. ઉપલા કાવ્યો સંબન્ધે કાંઇ લખત પણ શું લખું? એ તો એક સ્વપ્ન હતુ. આપ એક બીજા કાવ્યમા આ બે લીંટી વાંચશો.

"ના લેણું તો ઘટિત નહિ તે વ્યર્થ શી ઉઘરાણી?
લાલાં શાને દુઃખની કરવી વ્યર્થ વીતેલ કાણી?"

એ સ્વપ્ન વીતી ગયું, લેણદેણનો સંબન્ધ ટુંકો જ હતો; હવે તો તેનો વિચાર કરવો એ પણ એક વ્યર્થ દુઃખ વ્હોરવા જેવું છે. સંસારથી કંટાળી જવાય તેવું છે પણ શું? અત્યારે આ લખતી વખ્તે કેક વિચારો આવે છે. આપ એ કાવ્યો સંબંધે વિશેષ જાણવા માટે કવિને પૂછશો. બધી વાત આપને કરવામાં વાંધો નથી એમ કહેશો અને તેથી પણ એમને સંતોષ ન થાય તો આ પત્ર વંચાવશો.

બધાં કાવ્યોમાં આપને જે કાંઇ સુધારો વધારો કાપકૂપ કરવાં હોય તે કરશો અને કૃપા કરી વિવેચનો જરા તાકીદે લખશો. કેમ છપાવવું એ તો આપ વિવેચનો પૂરાં કરશો ત્યાર પછી વિચારશું. હજુ જે કાવ્યો લખાશે તે આપને એકેક મળે એમ મોકલી દેતો જઇશ. તેને પણ ફાઇલમાં નાખી દેતા જશો. અને આપની ઇચ્છા એમ થતી હોય કે આ પુસ્તકમાં હવે વધારે કાવ્યો ન મૂકવાં તો ફાઇલમાં દાખલ કરવાની જરૂર નથી. પણ હાલ જે કાંઇ લખાશે તે "હૃદય ત્રિપુટિ"ના જ સંબન્ધનું ઘણું કરીને હશે અને તેથી તેની સાથે જ છપાશે તો તે કાવ્યોને યોગ્ય સ્થાન મળ્યું ગણાશે.

૬૩–૬

લાઠી ૬–૧૨–૯૬

આપનું પત્ર વાચ્યું. કદિ ન્હોતું જોયું તેવું આપના પત્રમાં જોતાં બહુ લાગે છે. આપ દુઃખી છો એ નવાઇ જેવું લાગે છે. હું આપને શું દિલાસો આપું ? આપના સુખ ખાતર આ હૃદયનો— આ દ્રવ્યનો — ઉપયોગ કરતા કાંઇ દર્દ ઓછું થતું હોય તો, થાય તેમ હોય તો કરશો — કાંઇ પણ શકા રાખ્યા વિના કરશો. મ્હારાથી બની શકશે તે હું કેમ નહિ કરૂં ? "સાહિત્યની સેવા બજાવવાની મ્હારી જે ઉત્કંઠા હતી તે હાલના મંડલમા પાર આવી શકે તેમ નથી" આપ આવી નિરાશા કેમ લાવો છો ? કદિ આપનું માસિક નહિ ચાલી શકે તો તેથી શું થયુ ? પુસ્તકોથી વળી વિશેષ સારૂં થઇ શકશે. પુસ્તકો છપાવવા જેટલુ ખર્ચ પણ ન નીકળે તો તેની હું છું ત્યાં સુધી આપે ચિન્તા કરવાની નથી આપ લખશો તો છપાવવાનું બની જ આવશે. પુસ્તકોની કદર તો હાલ નહિ થાય તો અમુક સમય પછી થશે. એક સારૂં પુસ્તક પોતાનો માર્ગ કરશે જ.

મિત્ર માટેની આપની ફરિયાદ જેવી જ દુનિયામાં ઘણાં હૃદયની ફરિયાદ છે. એવા ભાગ્યશાળી બહુ જ થોડા દેખાય છે. પણ મિત્રની ગેરહાજરીમાં આપ જ આપના મિત્ર શું નહિ બની શકો ? હું શું લખું ?

\+ + +

રાજ્ય સંબંધે આપને સંતોષ થશે.

કોલરિજનાં પુસ્તકો તપાસ કરતાં અહીં મળતાં નથી. પણ આપ તે મગાવી લેશો અને બિલ મ્હારા તરફ મોકલશો.

## ૬૪–૭

લાઠી ૩૦–૧૨–૯૬

અરેરે હું જાણુતો હતો કે મ્હારૂં પત્ર — ગયું પત્ર — આપને કશા જ ઉપયોગનું નથી. "પૈસાથી મ્હારા દિલને દિલાસો મળશે તે આપ શી રીતે પૂછી શક્યા?" બીજું હું શું પૂછું? બીજામાં હું શું કરી શકું? જે કાર્ય સમયથી જ થાય છે તે હું કેવી રીતે કરી શકું? પણ પૈસાથી માણુસ સુખી કે દુખી થાય છે. પૈસા માણુસના સુખદુ:ખમાં વધારો ઘટાડો ઘણી વખ્ત કરી શકે છે એ હું આપણા કવિરાજની પિછાન પછી વધારે સમજી શક્યો છું. અહીં એક મા કે બેન લાંબા સમયથી બિમારી ભોગવે છે, મનને આશા રહે છે કે કેટલાક ઉપચારથી આરામ થશે પણ દ્રવ્યનું સાધન નથી. આ કાંઇ ઓછું દુ:ખ નથી. બીજી પણ એવી બાબતો દુનિયામા ઘણી છે જેને દ્રવ્યની અપેક્ષા રહે છે. આપના દર્દમાંહેનો ન્હાનો સરખો પણ ભાગ જો આવા કોઇ કારણોથી હોય તો તેનો ઉપાય મ્હારી પાસે છે. અને તે હું આપને રજુ કરી શકું. એથી બીજા માર્ગમાં તો મ્હારાથી થોડું જ બની શકે તેમ છે. મ્હારા પોતાના દુ:ખો પણ મ્હારે માટે હજુ મને વધારે લાગે છે. દુનિયામાં કોઇપણ કાર્યમાં રસ લાગતો નથી પણ એવી ફરિયાદ શા માટે?

કોલરિજનો હજુ સુધી તપાસ કરાવેલ નથી. આજે જરૂર શોધાવીશ. કોઇ વાંચવા લઇ ગયું હોય એમ લાગે છે. તો તેની પાસેથી મગાવી લેઇશ, મુરનો પણ તપાસ કરીશ.

## ૬૫–૮

લાઠી ૩–૧–૯૭

પત્ર અને પુસ્તક મળ્યાં હશે. કોલરિજનું એ એક જ પુસ્તક મ્હારી પાસે છે. તો પણ પુસ્તકોની કાંઇ સારી વ્યવસ્થા કરવાનું મનમાં આવતાં જૂદી જૂદી જગ્યાએ પડેલાં પુસ્તકો એકઠાં કરાવી એક લિસ્ટ કરાવું છું. તેમાંથી કોલરિજનાં બીજાં પુસ્તકો અને આર્નોલ્ડનાં

પુસ્તકો મળી આવશે તો મોકલી દઇશ. હોમરનું અહીંનું એકેય પુસ્તક આપ પાસે છે ?

ચન્દ્રની ગોઠવણ થઈ તેથી બહુ આનંદ આવે છે. ચન્દ્રની ઝિન્દગી હજુ લાંબી છે. એ ઈશ્વરની ઈચ્છાથી જ આવી ગોઠવણ થઇ હશે.

શાસ્ત્રીજી હવે તુર્ત આવે તો સારૂં, એમ કહેશો કારણ કે એમના ગયા પછી સંસ્કૃત ચોપડીને હું અડયો પણ નથી. મ્હારૂં મન શાસ્ત્રીજી વિના એ કાર્યમાં ચોંટતું નથી. હું ઘણું ભૂલી ગયો હઇશ. ભૂલી ગયો છું એ તો આપ પણ જાણી શકયા છો.

સાહિત્યસાર આપણે સૌ સાથે વાચીએ એથી વિશેષ આનન્દ શેમાં હોય ? પણ હજુ બાર માસ પછી તે પ્રસંગ લેવાશે તો વિશેષ આનંદ આવશે. કેમકે ત્યારે હું થોડું ઘણું સંસ્કૃત પણ સમજી શકતો હઇશ.

વિક્રમોર્વશીય શરૂ કરીશ. સમજાશે કે નહિ તેની શંકા રહે છે.

૬૬—૯

લાઠી ૨–૩–૯૭

હમીરજીનું કાવ્ય લખવું — એવું કાંઇ લખવું — એ મ્હારૂ પ્હેલું જ યત્ન થશે પણ તે લખવાની ઇચ્છા મને બહુ લાંબા કાલથી થઇ છે. કેમકે તે પુરુષ અમારા જ કુલનો છે અને ગોહિલવંશમાં એવું રત્ન બીજું હજુ સુધી પાકયું નથી. સ્કાટ વાંચવાને હાલ તો અવકાશ નથી કેમકે હાલ એમર્સન ચાલે છે અને ત્યાર પછી ગથી લેવાનો છે. તો પણ મ્હારા કાર્યમાં ઉપયોગી થાય તેવું તેનું એક જ કાવ્ય હું એમર્સનને મૂકી દેઇ વાંચી શકીશ તો તે પુસ્તકનું નામ કૃપા કરી આપ મ્હને લખશો.

અં ... ના કાર્યનો નિવેડો કરવો એ બહુ મુશ્કેલની વાત છે. એમને હું બહુ ઓળખી શકયો છું એમના પ્રમાણિકપણા માટે અને મ્હારા પરની શ્રદ્ધા માટે મ્હારે કશી ફરિયાદ કરવાની નથી. એમ નહિ પણ મને બહુ સંતોષ છે. પણ એઓ રૂા. ૬૦૦૦નો ગિરાસ માગતા હતા. એ બની શકે તેમ નથી. ગઈ કાલે જ વાત થઇ

હતી. મ્હારા કહેવા પ્રમાણે હાલ રૂ. ૨૫૦૦ આવે અને કૂવા ગળાવતાં રૂ. ૪૫૦૦ આવે એવી જમીન લેવા એઓ કબૂલ થયા છે. અને તે આપવા હું પણ કબૂલ થયો છું. જો એ વાતમાં એઓ ચોક્કસ રહે તો હું મહાબલેશ્વર જઇશ ત્યાર પહેલાં જ નિકાલ થઇ જશે. એમને સુખી કરવા જ હું ઇચ્છું છું. પણ ગિરાસની બાબતમાં ન્હાનાં રાજ્યોએ બહુ લોભ રાખવાની જરૂર મ્હને લાગે છે. જે ગયું તે હવે આવવાનુ નથી અને ગિરાસ એ જ રાજ્ય છે. વળી બીજા બે તૈયાર બેઠા છે અને પ્હેલો દાખલો બહુ સંભાળથી કરવો જોઇએ. જે હું કરૂં તે મને જ નડે તેવું—ન બનવું જોઇએ. અં ... ની સાથે પણ હવે આવી તકરારમાં બહુ દિવસ જશે એમ લાગતું નથી.

પ્રજાને ખુલ્લી રીતે મ્હારી પાસે આવવાની ગોઠવણ કાંઇક તો કરી છે. મહાબલેશ્વરથી આવી અમૂક પ્રોગ્રામ પ્રમાણે મ્હારે રાજકાર્યમાં ભાગ લેવો તે સંબંધે વાત પણ થઇ ગઇ છે એટલે બધાને દેખાઇ આવે તેવો તફાવત તો હું ત્યાંથી આવીશ ત્યારે લાગશે. એ ફેરફાર થશે ત્યારે મ્હારે આપને લખવું પડશે નહિ પણ ટુંકા જ સમયમા દુનિયા જ આપને કહી દેશે. અને તે ફેરફાર થશે તેને માટે હું આપને વચન આપું છુ.

૬૭–૧૦

લાઠી ૧૧-૩-૯૭

ગઇ કાલે ચાલવાનું હતું તે બંધ રાખી તા. ૨૧ મીએ ચાલવાનું નક્કી થયું છે કેમકે કેટલાક કેસો તપાસવાનું અચાનક કામ આવી પડ્યું. મેં આ પ્હેલી જ વખ્ત આવી પ્રવૃત્તિ કરી છે જો કે એ મેં હોંશથી કરી નહતી પણ કરવી પડી હતી. પણ તેમાં મને બહુ રસ આવ્યો છે. મેં એવું કાવ્ય હજુ એક પણ નથી લખ્યું — રેવિન્યુ જ્યુડિશ્યલ અને બીજું દરેક ખાતું આ કાર્યમાં મ્હારે તપાસવું પડ્યું હતું અને તે છેક ઉંડાણમા ઉતરીને — મને તેમાં જેટલો રસ આવ્યો છે — ફરિયાદીને દાદ આપવામાં આ વખ્તે મને જે રસ આવ્યો છે તે આનંદ તે રસ કોઇપણ કાવ્ય લખવામાં કે વાંચવામાં મને આવ્યો

નથી. મેં મ્હારા કાર્યને અત્યાર સુધી શુષ્ક માન્યું એ બહુ ભૂલ થઇ છે. હવે એ રસ હું મ્હારા કાર્યમાંથી નિત્ય મેળવી શકીશ એવી આશા આવી છે, કદાચ એમ થવાથી મ્હારી કવિતા માટે પણ હું નવું જ મેળવી શકીશ એવી મને આશા આવે છે. હવે મહાબલેશ્વરથી આવી હું બહુ આનંદથી પ્રવૃત્ત થઈ શકીશ.

હમીરજીના બે સર્ગ વાંચ્યા. મને બહુ સારી મદદ મળી છે. ખરૂં જોતા આપ જ મને કાવ્ય લખી આપો છો. બીજા સર્ગો માટે રાહ જોઇશ. એ કાવ્ય હું ધારી શકતો હતો તેના કરતાં ઘણું વધારે સારૂં બનાવી શકીશ. તેમાં યોગ્ય લાગે તો મહમુદનું પાત્ર વધારશો. એમ થવાથી આટલા પાત્રો થશેઃ— [1]હમીરજી [2]ચંદા [3]હમીરનો મિત્ર [4]ચંદાની કોઇ સખી (યોગ્ય લાગે તો) [5]વેગડો અને [6]મહમુદ. સર્ગને મથાળે જે મંગળાચરણ લખવાના તે કેવી રીતે શા શા મતલબનાં તે પણ લખશો. બીજા સર્ગ માટે આપે લખેલુ છે પણ હજુ વિશેષ સ્પષ્ટ વિસ્તારથી લખશો. " લેડી ઓફ્ દિ લેક " મેં મગાવેલ છે. વાંચીશ.

## ૬૮—૧૧

મહાબલેશ્વર ૧૪-૪-૯૭

+ + ... આનંદમા છે અને દિવસ ભજનના તાનમાં ગાળે છે. બુલબુલની યાદી ક્યારે કયારે એ તાન તોડી પણ દે છે ખરૂં પણ આનંદમા છે. એમને કશી અડચણ આવશે નહીં અહીં ગયા ત્રણ દિવસમાં પાચેક ઇંચ વર્ષાદ થઇ ગયો છે અને હવા અને કુદરત બહુ ચમત્કારી લાગે છે— બહુ સંદર સ્થાન છે. આપને હવે વેકેશન પડશે. પણ આ વર્ષે આપને વેકેશન હશે ? ન હોય તો રજા મેળવીને પણ થોડા દિવસ અહીં આવશો તો આપણને સૌને બહુ આનંદ થશે અને અહીંની કુદરતમાંથી આપને પણ ઘણું નવિન મળી આવશે. કાંઈ પણ યત્ન કરીને પણ જરૂર આવશો.

મેં હમીરજીનું કાવ્ય લખવું શરૂ કર્યું છે. આગે જે કર્યું છે તેથી નવીન બહુ જ થોડું કરવાનું છે. માત્ર ચિત્રના ખોખામાં રંગ ભરવા જેટલું કરવાનું છે. પણ એ ખોખામાંથી એટલો રસ મળે છે

કે તેને જાળવી રાખી બરાબર વહાવવો મુશ્કેલ કાર્ય લાગે છે. આનંદ તો બહુ આવે છે. હવે કાવ્ય તો થાય તેવું ખરૂં ૧લો સર્ગ પાંચ છ દિવસમાં પૂરો થશે.

## ૬૯—૧૨

મહાબલેશ્વર ૧૮–૪–૯૭

હમીરજીનો પ્હેલો સર્ગ ઘણું કરીને કાલે પૂરો કરીશ. આપને લખી મોકલીશ. તેમાં યોગ્ય લાગે તે સુધારો કરી મોકલશો એટલે ત્યાર પછી નોટબુકમાં ઉતારીશ.

બીજો સર્ગ પણ આઠ નવ દિવસમા પૂરો થશે આપને આવી રીતે લખવામાં બહુ ઉતાવળ તો લાગશે પણ મ્હારી ટેવ પ્રમાણે ગોળા ફેંક્યે જાઉં છું. બહુ વિચાર કરી ખાસ સારૂં કરવામાં બગડશે એમ લાગે છે. ત્રીજો સર્ગ મને હવે અવકાશ હોય તો તાકીદે મોકલશો કેમકે એક કાવ્ય લખતા લખતાં વચમાં ત્રુટક થવાથી જ્યારે શરૂ કરું છું ત્યારે વિશેષ શ્રમ પડવા છતાં પણ તેટલું સારૂં થઇ શકતું નથી. બની શકે તો પૂરૂં કરી બધું મોકલશો અથવા એક બે સર્ગ જે તૈયાર કરી શકો તે મોકલશો.

જો કોઇ પણ રીતે અહીં આવવાનું બની શકે તો જરૂર આવશો. અહીં આપને કેટલો બધો આનંદ આવશે તેનું સહજે અનુમાન થઇ શકે છે. બહુ જ સુંદર પ્રદેશો છે.

## ૭૦—૧૩

મહાબલેશ્વર ૧૫–૫–૯૭

પત્રો અને ત્રીજો સર્ગ મળ્યાં. + +

ત્રીજો સર્ગ વાચી મને બહુ આનંદ આવે છે. એ સંકલના ગોઠવનારને અમે ત્રણેએ તે વાંચી જતાં ધન્યવાદ આપ્યા શિવાય રહેવાતું નથી. બે સર્ગ જેમ લખાઇ ગયા તેમ આ બની શકશે નહીં. બહુ વિચાર કરીને આંકડા પાડવા જેવું છે. પણ તેમાં હજુ વિશેષ મદદની જરૂર છે. ગઢવીએ તો રંગ રાખી દીધો છે. ભીલકન્યાને રજપૂતવીરની સાથી કરવામાં હવે બરાબર જોડું ઉત્પન્ન થઇ શકશે. બારોટજી અગાડી પણ બહુ કામનો માણુસ છે. પણ કિરાતની

સરખામણી વેગડા સાથે શું શબ્દોમાં કરાવવી? તે અને ઉત્તરાની કથા કયાંથી કેવી રીતે શરૂ કરવી? તે જ્યાં કથા બંધ રખાય છે ત્યાં સુધી દરેક ભાવ સાથે કૃપા કરી લખી મોકલશો. નહિ તો ગોટો થઈ જવાની મ્હને ધાસ્તિ રહે છે. હું ત્રીજો સર્ગ ગઢવીએ માળા પહેરાવી ત્યા પૂર્ણ કરીશ. બંનેએ રાત્રિ સાથે ગાળી તે સંબન્ધે કાંઇ કહેવાનું હોય તે અને બીજા દિવસના પ્રયાણ સમયે જે કાંઈ કહેવાનું હોય તે ચોથા સર્ગમાં આપ મૂકશો. હવેના સર્ગોમા કૃપા કરી ભાવોનું પણ સ્પષ્ટીકરણ કરશો. ત્રીજા સર્ગનું નામ હું "મિજમાની" આપું છું, ૪થાનું નામ "પ્રયાણ" કે જે યોગ્ય લાગે તે આપશો.

આ કાવ્યમા મુસલમાનોની રીતભાત અને સ્વભાવ બતાવવાનો પણ એકાદ સર્ગ આવે તો ઠીક. હમીરના મિત્રની કેરેકટર પણ સમય આવે ત્યારે વિશેષ વિસ્તારથી બતાવશો. હવે આપને યોગ્ય લાગે ત્યારે ૪થો સર્ગ લખવો શરૂ કરશો. પરંતુ એ આખા કાવ્યનો પ્લોટ આપ વેકેશનમા પૂરો કરી શકો તો સારૂં. હમીરજીમાં આપને બહુ શ્રમ લેવો પડયો છે. ગઢવી જેવા પાત્રો ઉત્પન્ન કરવામાં બહુ વિચાર કરવો પડતો હશે જ. મને તો આ કાવ્ય લખવામા બહુ આનંદ આવે છે.

## ૭૧—૧૪

મહાબલેશ્વર ૩૦–૫–૯૭

ત્રીજા સર્ગના આજ સુધી ૧૧૮ શ્લોક લખાયા છે. ચારણની કથા કાલે શરૂ થશે. હવે હું યત્ન કરીશ.

અવકાશે બીજો સર્ગ વાચી જઇ તે કેવો લખાય છે એટલું જ માત્ર લખશો.

## ૭૨—૧૫

લાઠી ૫–૭–૯૭

પનીરના રોપા પોરબંદરથી મગાવીશ. હમીરજીનો ત્રીજો સર્ગ હવે એક બે દિવસમાં પૂર્ણ થશે. બહુ આનન્દ આવ્યો છે. આટલું લખી રહ્યા પછી આવાં ત્રણ ચાર બીજાં કાવ્ય દૃષ્ટિ આગળ તરે છે. ન્હાના ન્હાના ઉદ્ગારો કરતાં આમાં કાંઇ જૂદી જ લ્હેર આવે છે. ૪ થો સર્ગ લખવાનું શરૂ કરશો. કાંઇ લખાયો છે?

મેં અત્ર કાંઇ કાર્ય-પ્રવૃત્તિ આદરી છે એ સંબન્ધે કાંઇ રિપૉર્ટ્સ સાંભળવામાં આવે તો કૃપા કરી લખશો.

## ૭૩–૧૬

લાઠી ૧૧–૭–૯૭

... ... ... હમીરજીને માટે કશી ઉતાવળ નથી. એ કાર્યો આનંદનાં અને ફુરસદનાં છે તો તેને તેવા સમય ઉપર જ રહેવા દેશો. ... ... હમીરજીનો ત્રીજો સર્ગ પૂરો થયો છે. ૩૦૨ શ્લોક થયા છે. ... ... હમીરજીમાં કાંઇ નવીન કહેવાનું મ્હારા મનમા આવે છે. એટલે "ક્ષત્રીઓ" અને "મુસલમાનો" એવા બે સર્ગ યોજવા. તેને માટે વિચાર કરશો.

## ૭૪–૧૭

લાઠી ૨૯–૮–૯૭

ત્રીજા સર્ગ માટે આપે જે લખ્યું છે તેને માટે મને કશુંજ લાગ્યું નથી. મ્હારી કવિતા માત્ર મ્હારા આનંદ માટે જ છે. તેમાં કાઇપણ થતી સખ્ત ટીકા મને હંમેશાં આનન્દ જ આપે છે. પણ હજુ એ સર્ગ હું ફરીથી વાંચી શક્યો નથી. આપે જે દોષ લખેલ છે તે હવે વાંચતાં સમજાશે અને તે ન કરવા બની શકશે તેટલી અગાડી સંભાળ રાખીશ. આપ હંમેશાં કવિતાના તેમજ બીજા દોષો કહેતા રહેશો. હું ખાતરીથી કહું છું કે મને જરાપણ માઠું નહિ લાગે — કદિ નહિ લાગે.

## ૭૫–૧૮

લાઠી ૯–૧–૯૮

હમીરજીને અગાડી ચલાવવા જેવી મનની સ્થિતિ નથી. પ્રભુ જાણે એ ઉત્સાહ ફરી ક્યારે આવશે.

## ૭૬–૧૯

લાઠી ૨૨–૧–૯૮

કવિરાજ આવ્યા. એમના આવવાથી મને તો ફરી કાંઇક જીવ આવ્યો હોય એમ લાગે છે. છતાં હમીરજી હાલ તુર્ત અગાડી ચલાવી શકીશ કે નહીં એ સમજી શકાતું નથી. અને છતાં એટલું

લાગે છે કે મ્હારે હજુ લખવાને કાળ બહુ રહેવાનો છે, હું હજી બહુ વર્ષો સુધી લખી શકીશ.

આપને પુસ્તકો મગાવવા હોય તે મગાવશો. ડ્યુકેલિયન શબ્દ ઇંગ્રેજીમાં લખી મોકલશો એટલે તે મગાવી બેઇ રસ્કિનનો સેટ હું પૂરો કરીશ.

૭૭–૨૦

લાઠી ૧૩-૨-૯૮

મ્હેં જે બે મ્હોટાં ખર્ચો લખેલાં તે શિવાય પણ ન્હાનાં ન્હાનાં આ વર્ષે ઘણાં છે, સ...... ને વિલાયત મોકલવા, મ્હારૂં પુસ્તક છપાવવું. કવિરાજનું અર્જુન વન પ્રયાણ, આપનો મિત્રનો વિરહી, વળી આપ રસ્કિન લેવાના છો, મ......ને ઉગ્નીના પણ છ હજાર આપવાના છે પુ......ના વિગેરે. તો પણ આવતા વર્ષ સુધી રાહ જોતા એ તક જાય તેમ હોય તો મેં આપને મ્હારા પ્રથમના પત્રમાં લખ્યું છે તેમ કાંઇ જ પ્રતિકૂલતા નથી.

૭૮–૨૧

લાઠી ૨૦–૩–૯૮

હું ઘણુ કરીને એપ્રિલની પાંચમી તારીખે ગોપનાથ જઇશ. ત્યાં જઇ વૃત્ત હમીરજી અગાડી ચલાવવા ધારૂં છું ત્યાં તે કાવ્ય પૂરૂં કદાચ થઇ શકશે. એમ થવાને માટે ટુકો પડ્યા વિના લખાય તો પૂરૂં પણ થઇ શકશે. અને કદાચ વધારે સારૂં પણ થઇ શકશે. તો પાંચમો સર્ગ કૃપા કરી આપ લખવો શરૂ કરશો અને બની શકે તો અવકાશે લખી તે પૂરૂં જ કરી નાખશો.

૭૯–૨૨

લાઠી ૪-૪-૯૮

... ... શાંત ચિત્ત હોય તો હમીરજીનો પાંચમો સર્ગ શરૂ કરશો.

૮૦–૨૩

ગોપનાથ ૩૧-૫-૯૮:

પત્ર મળ્યું. મને જ્યારે જ્યારે જે કહેવું હોય તે કહો. મને

એથી દુઃખ નહીં થાય. હવે તો એવું એવું આપ પાસેથી સાંભળવાનું જ બહુ પાસે છે.

મને ઉત્સાહ છે પણ ભાવિના વિચારો આપને આવે છે તેવા જ મને આવે છે. હું જે કાંઇ યત્ન કરીશ તેના ફલની કશી ખાતરી મ્હારા હૃદયમાં નથી. આપ જે કહો છો તે બરાબર છે. પણ હું સ્વતંત્ર — બધી રીતે સ્વતંત્ર — થવા માગતો નથી. હું બ્હાર પડી દેખાઇ આવું એવી પણ મ્હારી ઇચ્છા નથી. પ્રજા સુખી રહે — એટલું જ હું માગુ છું. "પ્રજા" અને "રાજા" એવુ બે નહિ પણ રાજા કાઇ નહિ અને બધું પ્રજા જ એટલું જો હું આ ઝિંદગીમાં કરી જાઉં, એટલું કરી મ્હારી પ્રજાને ભાવિના સારા નઠારા રાજાઓથી પણ જેટલું બની શકે તેટલું સ્વાતંત્ર્ય આપી જાઉં તો બહુ થયું હું માનીશ. પછી એમ થતાં મ્હારા પછીના રાજાની કે મ્હારી પોતાની પણ શી સ્થિતિ થશે તે હું વિચારવા જેવું ગણતો નથી. King can do no harm એવું કાઇક થવું જોઇએ. મ્હારા પોતાના ખર્ચ માટે જે ચિન્તા કરો છો તેને તો આપણે નિયમી શકીશું. હાલ જે ફેરફાર થાય છે તે માત્ર કર્ણેન્દ્રિના ઉપયોગથી થાય છે એમ માનતા ના. મેં બહુ વિચાર કર્યો છે. મને ખાતરી થઇ છે કે મ્હારા વિચારો હાલની મંડલીમાં કોઇપણ રીતે અમલમાં નહિ આવી શકે. મને પોતાને કોઇપણ પરતંત્રતામા દુઃખ નથી તેમ સ્વતંત્ર થઇને સુખ મળવાનું નથી. મ્હારૂં હૃદય ખાલી ખોખું બની ગયું છે — તેમાં સુખનો હવે અવકાશ જ નથી એમ મને લાગે છે. પણ મ્હારી પ્રજાને સ્વતંત્ર બનાવવા હું ઇચ્છું છું.

## ૮૧–૨૪

લાઠી ૧૧–૭–૯૮

પત્ર મળ્યું. આજે મ્હારો કયામતનો દિવસ છે. કાં તો પ્રેમ અને ફરજમાં જવાનું બને છે કે કાં શું કહેવું એ સુજતું નથી તે અને ફરજમાં જવાનું બને છે. આટલાં વર્ષોના ઉકળાટનો આજે સંધ્યાકાળે અંત છે. ... ... ...

## ૮૨–૨૫

લાઠી ૧૭-૭-૯૮

અબ તો વાત ફેલ ગઇ જાણે સબ કોઇ
મીરાં તો મગન ભઇ હોનારી સો હોઇ

દુનિયાની આબરૂ દુનિયાને હાલ તો આપી દઇ શોભના મેળવી. વર્ષેક ચલાવ્યું હોત તો તે બિચારી મરી જાત એવી અત્યારે તેની સ્થિતિ છે.

## ૮૩–૨૬

રાજપીંપળા બુધ

લાઠીનું આ એક જાળીયા સ્ટેશન પાસે ગામ છે. અને હું અહિં આવ્યો છું અને અહિં ચાર દિવસ થયા. કાલે લાઠીએ જઇશ. ... ... ... મ્હારી સ્થિતિ મને જો કોઇ વખ્ત આનંદ આપનારી થતી હોય તો તે આપ જેવાને મદદ આપી શકે તેવી છે એ જ્યારે સમજાય છે ત્યારે જ.

અહિં તો આજે વર્ષાદ પડે છે, બરાબર ચોમાસું જામી ગયું છે, મ્હારા હૃદયની સ્થિતિ કાંઇ વિચિત્ર છે.

## ૮૪–૨૭

આ સાથેનો કાગળ મને બે દિવસ પ્હેલા મળ્યો છે. તમે કદાચ નહિ જોઈ શક્યા હો પણ હું બહુ વિચારમાં હતો. તેને માટે શું કરવું તેનો નિર્ણય એકલાં રહી કરવાનો હતો અને તે મેં બે દિવસ સુધી વિચારી કર્યો. વિચારો, લાગણીઓ — જેમ આવે તેમ આવવા અને જવા દીધી અને છેવટ બહુ શાન્તિથી નક્કી કર્યું છે

તમને રાજીનામું અપાવી અહિં રાખવા ? ઉત્તર વારંવાર એ જ મળ્યું કે "નહિ જ".

જવા દેવા તો તે સ્થાન શી રીતે પૂરવું. શાસ્ત્રીજીએ એ કામ કરવું જોઇએ અને હજુ તમે અહિ છો તેટલા કાળમાં તમારી પાસે રહી કામ જાણી લેવું જોઇએ. દુર્ગાશંકર વળી શાસ્ત્રીજીને ઉપયોગી બની શકશે. નવો અમલદાર લાવવો નહિ અને Obey & go જેને હું કહું છું તે principal અજમાવી જોવો, અર્થાત્ સલાહ

આપનાર અમલદારને સ્થાને હુકમ ઉઠાવનાર કારકુનો વધારવા. પ્રથમ ખાનગી ખાતામાં એ અજમાયશ ઠીક બની શકશે.

ટુંકામાં કરવાનું તો એટલું જ છે કે તમારે જવું અને તેને સ્થાને શાસ્ત્રીજીએ અને દુર્ગાશંકરે સોબતી તરીકે નહિ પણ કામ કરનાર તરીકે આવવું.

સોબત — એ લાગણી રમાના દેહત્યાગ પછી માનવિ પરથી છેક — બની શકે તેટલી — ઉઠાવી લઇ પુસ્તકોપર મૂકવાની ઇચ્છા દિવસે દિવસે વધારે દૃઢ થતી જાય છે. તમે જશો એટલે પુસ્તકો શિવાય અન્ય સોબત રહેશે પણ નહીં. કામ તેટલી વાત — પછી કામદાર સાથે પણ અને પટાવાળા સાથે પણ. આમ કહેવામા હું એમ નથી કહેવા માગતો કે માણસો સારા નથી પણ એટલું જ કહું છું કે પુસ્તકો શિવાયની સોબતમાં મને કાંઇ જ રસ આવતો નથી; એટલે સુધી કે રાજ્યકાર્યની વાતમાં પૂરતુ ધ્યાન રહે છે પણ બાકીની અર્ધ વાત માત્ર કાન સાથે અથડાઇ ચાલી જાય છે.

તમારે માટે આવો નિર્ણય આમ કેમ આવ્યો? અન્ય પ્રસંગોમાં અને તમારા પ્રસંગમા બહુ તફાવત છે એટલો બધો કે બન્ને છેક ઉલટા છે એવા કે અત્યાર સુધી મેં જેઓને રજા આપેલી તેઓ મને ન ગમતા હોવાથી ત્યારે આ તમને જવાનું કહેવાય છે કે સંબંધ ચિરકાલ ટકી રહે એવા હેતુથી અને તમને હાનિ ન થાય એવા હેતુથી.

વધારે — જેટલું છે તેટલું — લખીશ. અમુક આપણ વચ્ચેના પ્રસંગોમાં મને એમ પણ લાગી આવતું કે મિત્રોને નોકર બનાવવા નહિ એવો મ્હારે નિર્ણય કરવો જોઇએ. અને તે એક જ કારણ માટે આપણો આ સંબંધ પૂરો થવો જોઇએ. એટલા માટે જૂદું થવું એ કોઇને કારણ વાજબી નહિ લાગે કદાચ, પણ મને તો બહુ ગંભીર લાગે છે. મૈત્રી અને નોકરી એ બે જૂદી જ વાત છે અને જૂદી જ રહેવી જોઇએ. મિત્રને નોકર બનાવતાં ઘણું કરીને જ્યારે જાય છે ત્યારે એકલી નોકરી નહિ પણ નોકરી મૈત્રીને પણ સાથે લેતી જાય છે. હજુ સુધી તેમાં એક અપવાદ મને કુ......મળ્યો હતો. પણ એવો

પ્રસંગે બંનેનાં કે બેમાંથી જે નબળો હોય તેના હૃદયમાં અમુક સંકોચ આવી જાય છે તે ઘણો લાંબો કાળ ટકી રહે છે અને ઘણી વખત સંબંધને ઝિંદગી પર્યંત શિથિલ કરી નાખે છે તમને પણ કોઇ કોઇ વખતે રાજીનામું આપવાની ઇચ્છા થઇ આવતી. પ્રભુ જાણે કદાચ ત્યારે તમને આ જ વાત લાગતી ન હોય ? તમારો હું હાલ લઉં છું તેવો ઉપયોગ ન લેઈ શકું, સહવાસ ન લેઇ શકું પણ તે ઉપયોગ અને સહવાસ કરતાં વધારે કાંઇ તે સ્નેહ તો ન જ ખોઉં. કોઇ પ્રસંગે સ્નેહમા ભંગ થાય તો — જો કે એ શંકા જ માત્ર છે, કદાચ અતિ સાવચેતી છે છતા સ્નેહમા ભંગ થવાનો કાળ આવે તો તમને અને મને બંનેને બહુ દુઃખ થાય એ વાત મને ઘણી વખત લાગતી. તમારૂં પ્રમાણિકપણું, સપ્ત નીતિ એ બધા કરતાં મિત્રો તરફથી તમને જે બદલો નથી મળ્યો તે હકીકતની તમારા દિલપરની છાપને હું હમેશા છૂપી રીતે વધારે ચાહતો આવ્યો છું. તમે બહુ સહન કરી શકો છો છતા તેમ સહન કરતા કરતાં એ તમે અંતે માનવિ જ છો અને તમારૂ મિત્રોનું દુઃખ હું ઘણી વખત જોઈ શક્યો છું અને ત્યારે મને એમ લાગ્યા વિના નથી રહેલું કે રખેને એ તમને ન સમજનારામા નોકરી મને પણ એક દિવસ નાખી દે. ત્યારે દયાની ખાતર પણ જૂદા થવાની ઇચ્છા થતી.

પણ એ બધા ભય નબળાઇના છે. છતાં તે નબળાઇના વિચારો સાથે નીચેના વિચારો મૂકતાં મેં જે નિર્ણય કર્યો છે તે પર હું અંતે આવ્યો છું.

તમને અહિં આવ્યા પછી દ્રવ્યની અને સાહિત્યમાં વાપરવાના કાળની — એ બંનેની હાનિ થઇ છે. તમારે પોતાને માટે વિચાર કરતાં મને એમ લાગે છે હું તમને એવી બાબતોમાં કદાચ દૂરથી વધારે મદદ કરી શકત. પણ આ વાતો બહુ ન્હાની છે અને તમે તેટલું વધારે સ્વાર્પણ કરી શકો છો અને તે હું સ્વીકારી પણ શકું. એટલું પણ ખરૂં કે અહીં તમે હો અને તમારો જે ઉપયોગ લેઇ શકાય તેવો દૂરથી ન જ લેઇ શકાય. પણ દૂરથીયે ન જ લેઇ શકાય તેમ તો નહિ જ અને દૂરથી બે મિત્ર તરીકે જે ઉપયોગ લેવાય તે

ઝિંદગી પર્યંતનો અને મુકાબલે નિર્બલ પણ વધારે દીર્ઘાયુ અને તેથી વધારે સારો.

પણ જે કારણોને લેઇને મેં નિશ્ચય કર્યો છે તે તો આ જ છેઃ—

તમે અહિં રહો, પ્રમોશનોની તકો જાય, તમારી નીચેનાં માણસો તમારી ઉપર ચડી જતા જાય તમારી એવી સ્થિતિ આવે કે જ્યારે ફરી એની એ જ નોકરી પર જવું બહુ હલકું લાગે ત્યારે પ્રભુ જાણે કદાચ "જાઓ" એમ મ્હારે કહેવું પડે કે એમ કહેતાં સંકોચ રાખવો પડે તો સ્નેહ કે હિત કે કશું રહે નહિ. હાલ કેટલું સારૂં છે ? ત્યારે કેવું થાય ? આપણે આટલો કાળ સાથે રહ્યા તેમાં મ્હારા હૃદય પર શી છાપ પડી છે તે બોલીશ નહિ. એટલું જ બસ છે કે એ છાપ એની એ રહે તેમા જ આપણા સંબંધનો પરમ સંતોષ છે.

કાન્તનો કાગળ પણ વિચારવા જેવો છે. જેટલો સ્પષ્ટ છે તેટલો જ નિર્મલ છે. તેના છેલ્લા વાકયે બતાવેલી ફરજ પ્રમાણે પણ તમારે જવું જોઇએ કે રાજીનામું આપવું જોઇએ.

તમે ગરીબ કુટુમ્બના ગૃહસ્થ છો તે વાત પણ મ્હારે ભૂલી જવી જોઇએ નહીં. તેને માટે શું કરવું તે અત્યારે વિચારવાની જરૂર નથી. તો પણ એટલું તો કહેવું જ જોઇએ કે તમારૂં મળતું તે પેન્શન તમારી ઝિંદગી પર્યંત મળ્યા કરશે. મ્હારી ડાયરીમા મેં ન્હાનું સરખું વિલ કરેલ છે તેમાં પણ એ વાત મૂકેલી છે એટલે ઘણું કરીને મ્હારી ઝિંદગીનું ન હોવાપણું પણ તે પેન્શનને નડી શકશે નહિ. વિશેષ મ્હારી ટેવ પ્રમાણે જમતી વખ્તે કોને મીઠું વધારે ભાવે છે અને કોને મરચું તે જાણવાની મને જેમ જરૂર લાગતી નથી તેમ પૈસા સંબંધે પણ અત્યારે કોને કેટલી જરૂર છે તે જાણવાની મને જરૂર લાગતી નથી, અને તેથી તે જાણવાની મ્હારામાં શક્તિ પણ નથી. પણ એટલું તો ખરૂં જ કે મ્હારા મિત્રને જરૂર હોય તો હું મ્હારાથી બનતી મદદ કરૂં અને તે સંબંધે મ્હારી ઝિંદગી હોય ત્યાં સુધી અને સંબંધ હોય ત્યાં સુધી તમે એકલા નિરાધાર છો એવું કોઇ દિવસ લાગે તો લાગવા દેશો નહિ. આવું ન બને અને સૌને બનતું પણ નથી. ન્હાની મ્હોટી વાતમાં મ્હારી સાથે છૂટ રાખશો.

## કલાપીના પત્રો: મ. ન. દ્વિવેદી ઉપરના

### ૮૫-૧

લાઠી ૩૦-૧ - ૯૭

**પ્રિય મણિભાઇ,**

મ્હારા પત્રમાં આપે કાંઇ વધારે આશા જોઇ હોય તો હું તે બરાબર લખી શક્યો નહિ હોઉં. મ્હારા હૃદયમા વધારે ત્વરા છે, પણ આશાને બદલે વધારે તો નિરાશા છે. રમા આપના પરિચયમાં આવે, આપણે ત્રણ શોભનાની વાતો કરીએ તેટલા પરિચયમાં આવે, તે એટલી ઉદાર થાય કે મ્હારાં ઇચ્છાને આનન્દથી અનુસરે એ બધું આ જન્મમા તો નહિ થાય. એ જ માર્ગ લેવાનો હોય તો મને આશા છોડી દેવાનું કહો. નિરાશ હૃદય, સૌ પાસાથી નિરાશ હૃદય પોતાને રુચતું કરે તેમાં તેને છૂટું મૂકો. એકની એક વાત લખતાં મને હવે અણગમો થાય છે, અને કદાચ આપને પણ સાંભળી સાંભળી તેમ જ થતું હશે. જેનો અંત કાંઇ જ નહિ તેની વાતો શી? મ્હારા યશની, કીર્તિની મને કાંઇ જ દરકાર નથી. દુનિયાની વાતો કે દુનિયા કોઇને ક્યાં સ્પર્શ કરી શકે છે? એ તો શું છેક નકામી દરકાર નથી? પણ આપને મ્હારા યશની દરકાર છે, તો તે પણ સાચવી શકાય ત્યા સુધી ભલે સંચવાતો. રમાની તૃપ્તિ ખાતર ખરૂં જોતાં મે કાંઇ જ નથી કર્યું. તેની તૃપ્તિમાં હું મ્હારી જ તૃપ્તિ જોઇ શકતો, અને જે થયું તે બધું થયું. તે તૃપ્ત જ રહેવી જોઇએ એ કાયદાને હવે મ્હારૂં હૃદય નથી માનતું. તે શા માટે તૃપ્ત જ રહેવી જોઇએ? અત્યારે ક્યાં તૃપ્ત છે? અને એમ છતાં, હું આમ કહું છું ત્યારે પણ તેની ખાતર જીવ આપી દેવાની ઇચ્છા થઇ આવે છે.

પણ તેએ તે ક્યાં લે છે? મ્હારી બાજી અત્યાર સુધી સુધરેલી છે એમ આપ માનો છો પણ આથી વધારે બગડેલી બાજી કઇ હશે? રમા કદાચ આપને મળશે, કદાચ ગુરૂ તરીકે આપને પજશે. પણ એ હૃદય કદિ પણ ક્યાંએ પૂર્ણ શ્રદ્ધાળુ નહિ થાય. એની શ્રદ્ધામાં મને આશા નથી. હું એકલો થાકી ગયો નથી, તે પણ મ્હારી આવી સ્થિતિથી અને તેની પોતાની હાલની સ્થિતિથી છેક થાકી ગઇ છે. આમ કે તેમ ગમે તેમ કાંઇ છેડો લાવવા, આજ કાલમાં લાવવા, મ્હારૂં હૃદય પુકારી ઉઠ્યું છે. અને રમા પણ કાંઇ ઉતાવળ બતાવે છે. આ વાતનો અંત ક્યા? વગર વાંકે મળેલી શિક્ષાનો છેડો ક્યાં? શું એ છેડો કેદીના જ હાથમાં નથી? મને કોઈ અમુક સમય બતાવી શકશે? રમા પાસે પણ મેં મારૂં હૃદય ખુલ્લું મૂક્યું છે. વર્ષો થઇ ગયા. કશી દયા મળી નથી. એક પણ લાગણી મ્હારા વિચાર તરફ વળી નથી. નબળાઇની એવી એક પણ ક્ષણે આવી નથી. હવે નહિ આવે. આવશે તો તેને કેટલાક યુગો જોઇએ. યુગો સુધી હવે હું રાહ જોવા માગતો નથી, જોઇશ નહિ. મ્હારો સવાલ તો "આજે કાંઇ થઇ શકે તેમ છે? કાલે કાંઈ થઇ શકે તેમ છે?" એ છે. મને મ્હારી થએલી તે આપો એ હું ક્યા કહું છું? મને કોઇ વ્હેલી નિરાશા પણ નહિ આપો? મ્હારે માટે મ્હારા બધાંએ નિરંતરનું સહન કરવું જ નિરમ્યું છે એ જાણી મને બહુ આનંદ થશે. મેં બધી આશાઓ રાખી હતી. આવતા જન્મ જેવી જૂઠી જૂઠી આશામાએ આનંદ મળ્યો હતો. લાંબી આશા હવે નથી જોઇતી. એ લાંબી આશામાં કશો સાર નથી. 'Nothing venture nothing have.' કાંઈ સાહસની જરૂર છે. ડહાપણથી હું કંટાળી ગયો. પણ આપ કહેશો, ઇચ્છશો તેમ જ રહેવાશે ત્યાં સુધી રહીશ. હવે તો આ છેલ્લી જ વખ્ત બધું કહી દેતો હોઉં એમ લાગે છે, અને કહેવાનો કાંઇ આરો નથી. આપનું જે થયું છે તેનું આપ જાણો.

આપનો
સુરસિંહ

૮૬—૨

લાઠી ૬—૧૧—૯૭

વ્હાલા મણિભાઈ,

કાંઇ નિરાકરણ, કાંઇ અંત — નિરાશામાં કે ઇષ્ટપ્રાપ્તિમાં ગમે તેમ પણ આ લાંબા વર્ષોની આશાનો હવે નિકાલ; તેને માટે રમા અને હું બંને બહુ દિવસથી આતુર છીએ. રમાને આ શિર પર લટકતી તલવાર અસહ્ય લાગે છે. અને બહુ ઉદાસ રહે છે. તેની અને મ્હારી પોતાની ઉદાસીનું મ્હારા હૃદયમાં કાંઇ બહુ દર્દભર્યું મિશ્રણ ઘોળાયા કરે છે, મને કશા ઉદ્યમમા રસ પડતો નથી. શાન્ત વિચારમાં રહેવા ટેવાએલું હૃદય તે ક્યાંએથી મેળવી શકતું નથી અને ઝિંદગી એક મોટા બોઝારૂપ થઇ પડી છે.

અમે કાલે રાત્રિએ અમુક અંતપર આવવાના વિચારોમાં ત્રણ ચાર કલાક બેઠા હતાં. સહજ વાતોમાથી ગંભીર વિચારોમા આવી પડયાં હતા અને કશા અંત પર આવ્યા નથી — આવી શકયા નથી, હું નથી આવી શકયો — પરંતુ નિકાલનો એક માર્ગ શોધાયો છે એ માર્ગ, ફેસલાનું એ બિન્દુ શોભના અને હું જૂદા પડયા તે જ દિવસે મળી ગયેલ હોત, એમ જ થવું જોઇતુ હતુ; તેને આટલા વર્ષો થયા તેથી મ્હારી ચોક્કસ વિચારો પર વિચાર કરવાની બુદ્ધિનુ બહુ જ હલકું મત બંધાયા વિના રહેતું નથી. મને લાગી આવે છે કે હું ગમે તેવા સુંદર, ગમે તેવા ભવ્ય, પણ વ્યર્થ સ્વપ્નોનો આદમી છું, દુનિયામા જેની બહુ જરૂર છે તેથી હું હતભાગી છું પણ તેને માટે કશું દુઃખ નથી. હું મ્હારા સ્વપ્નમાં સુખી છું તે સંબંધે ફરિયાદ કરવા જેવું કાઇ જ નથી.

પણ કાળ જવાથી ચાલતી બાબતમા હું વધારે મુશ્કેલીમાં આવી પડયો છું. એક બિના એવી બની ગઇ છે જેણે મ્હારી બાલાને અન્યની બનાવી દીધી છે. પરન્તુ કાળ જવાથી કાંઇ લાભ પણ થયો છે. અમારા પ્રેમની કસોટી લેવાઇ છે. જે પ્રેમમાં બલ વાપરી શકે છે તે જ પ્રેમને લાયક છે. હું શું કરી શકીશ અને જેને મ્હારૂં હૃદય અર્પાયું છે તે શું કરી શકશે, અમે બંને શું કરી શકીએ

છીએ તે નિરુપવાનો અમને સમય મળ્યો છે; આયાસે પ્રાપ્ત થયેલ બન્નેને મધુતર થઇ પડશે — જો પ્રાપ્ત થશે તો.

બધી બાબતોને, બધાં સ્વપ્નને કોરે મૂકી 'તે મને ચાહે છે?' એ પ્રશ્નનું સ્પષ્ટ ઉત્તર મને મળવું જોઇએ અને 'હું તેને ચાહું છું?' તેનું સ્પષ્ટ ઉત્તર તેને મળવું જોઇએ. એટલું થયા પછી જ કાંઇ ગતિ કરવી યોગ્ય ગણાય. મ્હારા સિવાય અન્ય કોઇ તે ઉત્તર મેળવી શકશે નહિ. મારે એક વખત તેને મળવું જોઇએ. રમા તેવી સગવડ કરી આપશે. જે આનંદ અને જે મુશ્કેલીઓ અમે સાથે રહીએ તો અમને મળે તે બધું મ્હારે તેને સ્પષ્ટ સમજાવવું જોઇએ. તે કેટલી તૈયાર છે અને હું કેટલો તૈયાર છું તે ત્યારે જ જાણી શકાય. તેને મળવું એ બરાબર પરંતુ તે તૈયાર જ છે એમ સમજી મ્હારે મ્હારી બધી તયારી કરી લીધા પછી જ તે પ્રસંગ યોજવો જોઇએ. તેને વ્યર્થ જખમ હવે ન આપવો જોઇએ.

તે તૈયાર છે એમ સમજાતાં મ્હારે કેટલી તૈયારી રાખવી જોઇએ તેના વિચાર પણ મેં બિછાનામા ઘોળ્યા હતા.

તેનો પિતા, તેના સંબંધીઓ ખવાસ જેવાં હલકાં નથી અને શોભના મ્હારી થાય છે એટલું સમજાતા આબરૂની ખાતર તેઓ તેનો પ્રાણઘાત કરે તેવી લાગણીનાં તેઓ છે. તેણે 'હા' એટલું કહ્યું તે ક્ષણથી જ તેને મ્હારી કરી લઇ તેના શરીરને સહીસલામતીમાં મૂકી દેવું જોઇએ. મ્હારા પોતાના અંગ પર કશો ઘસારો થાય એ ન બને તેવું છે. અને બને તો માણુસ સામે માણુસ હોય તેમાં કશો વિચાર કરવા જેવું નથી. મ્હારા પર આવનાર જેટલો સહીસલામત હશે તેટલો તો હું હઇશ જ. અમે બંને સહીસલામત હોઇએ જ, તેમાં કશી શંકા રાખવા જેવું નથી. પરંતુ એક બીજો જ વિચાર કરવાનો છે. તેઓ કદાચ આત્મઘાત કરે તેને માટે વિચાર કરવા હું બંધાયો છું? ત્યાં રાજ્યનો કાયદો જેટલી અન્ય માટે સંભાળ રાખે છે તેટલી રાખતો જ હશે અને વિશેષમાં મ્હારી પણ ખાસ સંભાળ હોય જ. તેમ છતાં એવું કાંઇ બને તો આબરૂ સિવાય કશું જાય તેમ નથી અને તેની તો પરવા બહુ કાળથી ખોઇ

છે. હું આ વાત આટલી હલકી ગણું છું એમ આપ માનશો નહિ, મ્હારી શોભના તેના પોતાના રક્તનાં સંબંધીઓના રક્તમાથી મને મળે એ મને કેટલું દુઃખ થાય? પણ એની વધારે દરકાર રાખવા, એમ થતું હોય તો મ્હારે અટકવું જ જોઇએ. એવો ક્ષણ વાર પણ વિચાર કરવા હું બંધાયો નથી એમ મને લાગે છે. અને તે ન જ બને એવી બધી બાબતોમાં એ તે બને જ તો ભલે બને એવા નિર્ણય પર હું આવ્યો છું."

નિર્ણય કાંઇ ઘાતકી લાગતો હશે પણ એમ નથી. મને એ લોકો પર બહુ દયા છે. કાંઇ ડર છે તો વિશેષ તેના પિતાનો છે. તેનો પિતા કેવો હતો? અને કેવો છે? યૌવનમા છેક વ્યભિચારી હતો. અત્યારે જ્યારે દાત પડી ગયા છે ત્યારે પણ પોતાની પુત્રી જેવડી સ્ત્રી હમણાં જ પરણી આવ્યો છે. પોતાની જુની સ્ત્રીથી અસંતુષ્ટ હોય તો પણ આવી વયે શું પુરુષો સ્ત્રી વિના નથી રહી શકતા? આવી વર્તણુકના માણસને મ્હારા આવા પ્રેમની આડે આવવાને કશો જ હક નથી.

રમા મારી સાથે નહિ રહી શકે એ તેનો નિર્ણય છે. મ્હારાં બાલકો અને તે મ્હારાથી જૂદા થશે' રમા ભલે જૂદી થાય પણ મ્હારૂં હૃદય તેનાથી નહિ જૂદું થાય. તે શોભનાથી ડરે છે. મને તો એ બંને મ્હારી સાથે હોય તેમાં ડરવા જેવું કશું ન જ લાગે. પણ રમા જેને પોતાની અને પોતાનાં બાલકોની સહીસલામતી ગણતી હોય તે મ્હારે તેને આપવી જ જોઇએ. તે સંબંધે તેણે શું કરવું તે તેની મુખત્યારી ઉપર જ રહેવું જોઇએ. હું તેના પતિ તરીકે આજ્ઞા કરૂં તો તે અમારી સાથે રહે પણ તે મેં કદિ કર્યું નથી અને કરી શકીશ નહિ. હા! તે મને છોડી ચાલી જશે! ઘડીક ઝિંદગી કડવી થઇ જાય છે. મ્હારી રમાના અશ્રુમાથી મળતી મ્હારી ગમે તેવી શોભના પણ મને આ આખી ઝિંદગી સુધી ત્યજી દેવા જેવી લાગે છે, નહિ નહિ; તેનો વિયોગ આખી ઝિંદગી સહી લેવા જેવો લાગે છે. પરંતુ રમામાં મેં બહુ મ્હોટી આશાઓ રાખી છે અને હજુ રાખી શકું છું. શોભનામાં મ્હારી કંઇ ઊંચી આશા ન

હોય? તે તેની દાસી જ રહેવાની, તેનું હૃદય રમાને પૂજતું જ રહેવાનું એને માટે મ્હારા પોતાના હૃદય જેટલી જ તેની ખાતરી છે. તેને તેટલી ઉદાર તો બનાવી શકીશ.''

ગમે તેવું અજ્ઞાન આશક હૃદય ગમે તેવા ગંભીર માશૂક હૃદયના ગાભીર્યનો કાંઇક અંશ સમજી જ શકે છે અને આશક હૃદય માશૂક હૃદયને પણ પોતાનું ગાંભીર્ય સમજાવી જ શકે છે. પ્રેમ વધારે નહિ તો દયા તો મેળવે જ. દયા દર્દને સાંભળે તો છે જ. કર્ણ મળ્યો, સંભળાયું એટલે શું નથી થઇ શકતું? પ્રેમી સાથે હૃદયને મોકળું મૂકતાં આપણે બ્રહ્માંડના મધ્યબિંદુએ આવી જઇએ છીએ જયાંથી સર્વ જોઇ શકાય છે અને સર્વ બતાવી શકાય છે. શોભનાનું હૃદય કેમ ઉદાર ન થાય? જ્યાં મ્હારી દૃષ્ટિ પડે ત્યાં તેની કેમ ન પડે? મ્હારૂં હૃદય અને મ્હારો આત્મા મેં તેના કર્યાં છે કે નહિ? જો કર્યાં હોય તો બીજો સવાલ રહેતો જ નથી. અને પછી રમાના આવા ભક્તને રમા કેટલા દિવસ ત્યજી દેઇ શકશે? ફરી અમારા મકાનમા આવી વસવા અમે નિત્ય તેના પગ પર આસુ રેડશું. એ અશ્રુ હૃદયના જ હશે તો શું રમા અમારાથી તસુ પણ દૂર વસી શકે? તે એવી હૃદય વિનાની નથી. તે મ્હારી ફકીર છે પણ તેનાથી પોતાનાં બાલકો કેમ છોડયાં છોડાય? હું તેના વિનાનું મ્હારૂં ઘર કલ્પી શકતો નથી. પરંતુ હું પત્થર જેવો થઇને એવા નિર્ણય પર આવ્યો છું કે એ પણ સુખે થાય એ જ ન્યાય છે. મ્હારી રમાની ખાતર મ્હારી શોભનાને ઝિંદગીભર દુઃખમાં રાખવા મને કશો હક નથી. હું કાંઇ ન કરૂં અને તે બિચારી બાલા માટે એક પણ આશા નથી ત્યારે રમા માટે આશા છે. વળી રમા જાય એ મ્હારી ઇચ્છા તો નથી જ, મ્હારી ઇચ્છા તો એથી ઉલટી જ છે. રમા મ્હારી સાથે છે તેમ જ રહે અને શોભના મ્હારાથી દૂર અન્ય મકાનમાં રહે એવી ગોઠવણ પણ રમા આગળ હું ધરૂં છું. એમ થાય તો મને પૂર્ણ સન્તોષ છે પરંતુ અન્ય સ્ત્રી આવે અને પછી એવી રીતે રહેવામાં કાંઇ રસ નથી એમ તે માને છે. તે માને છે કે અમુક સમયે મ્હારી બદલાઇ ગયેલી લાગણીથી અને

તેના પોતાના જલદ સ્વભાવથી જૂદા થવાનું જ પરિણામ આવે. આમાં હું તો રમાનો હઠ અને ટુંકી દૃષ્ટિ જોઉં છું. તેનો જલદ પણ શુદ્ધ સ્વભાવ મને કદિ આકરો લાગ્યો નથી અને લાગવાનો નથી, તેમ મ્હારી લાગણી અત્યારે પણ ફરી નથી તો તેના આવા ઉપકાર નીચે આવ્યા પછી તો નહિ જ ફરે. હું હૃદય કેવી રીતે બતાવી શકું ? મ્હારાથી તેને માટે જે કાંઇ થઇ શકે તે કરવા હું તૈયાર છું તો પછી રમા તરફની મ્હારી ફરજ હું બજાવી ચૂકયો છું અને લાગણી પોતાની ફરજ મૃત્યુ સુધી બજાવ્યા કરશે એવી આશા રાખું છું.

હાલ તુરત રમાને આપ સમજાવી શકશો એવી આશા રાખશો નહિ અને શોભનાનાં સંબંધીઓ — રમાના એ નિમકહલાન પશુઓ — કોઇથી પણ સમજે એ આશા પણ રાખશો નહિ. રમા પોતે તેઓને સમજાવવા મ્હારી ખાતર તૈયાર છે પણ તેની પોતાની એક અક્ષર પણ બોલતાં હિંમત નથી ચાલતી કેમકે ત્યાં તેને બિલકુલ આશા નથી. તો પણ આપ આશા આપી શકતા હો તો તે પર જીવવા હું તૈયાર છું એક ગૃહસ્થ તરીકે આટલા વિચારો કર્યા પછી મ્હારી રાજાની સ્થિતિની ફરજ તરીકે પણ બે વિચાર કરવાના છે.

રમાને દુઃખ અપાયુ જાણી અહીનો કામદાર બેદિલ થાય અગર ચાલ્યો જાય. રમા એમ જ થશે એમ માને છે. હું કાંઇ ચોક્કસ કલ્પના કરી શકતો નથી. મને એવો પણ વિચાર આવે છે કે તે મ્હારો પક્ષ શા માટે ન લે ? તેને મ્હારા જેવા અનુભવ છે. અન્યના પ્રસંગમાં આપવીતી ભૂલી જાય તો તેની એટલી બધી દરકાર શા માટે હોવી જોઇએ ? રાજ્યમા કદાચ એક મ્હોટો ફેરફાર કરવો પડે પણ તેથી શું ? એજન્સીમાં હું અસ્થિર વિચારનો કદી દેખાઉં તો તેથી પણ શું ? એજન્સી ઇશ્વર નથી એ એક એવી તલવાર છે જે તેનાથી ડરનાર માટે તલવાર જ છે અને જ્યારે તેનો ડર ગયો ત્યારે એક નેતરની સોટી પણ નથી. રાજ્ય અન્ય કારભારીથી પણ ચાલી શકશે. હાલના કારભારીને આવી રીતે જવાનો કદાચ પ્રસંગ આવે તો મને દુઃખ થશે. પણ એ બહુ નથી.

કારભારી તરીકે તે જેવો કારભારી હતો તેવો જ રાખવા હું પોતે તો તૈયાર જ છું.

પરંતુ એક બાબત બહુ સખ્ત છે. મેં તો તેને પણ ફેંકી દીધી છે પણ તેમ કરવામાં હું અંતઃકરણનો પ્રતિધ્વનિ મેળવી શક્યો નથી. ત્યાં હૃદય ચીરાતું હોય તો ચીરી ફેંકી દેવા પણ મ્હારે તૈયાર રહેવું જોઇએ એમ મને લાગે છે. જે કાળ ખોવા દીધો તેણે એક આજ બિના ઉત્પન્ન કરી છે અને તે જ મ્હોટી અને જરા ઠેરવા જેવી છે, અહીં ધર્મસંકટ છે.

અન્યની સ્ત્રીને ઉપાડી જનાર રાજા પ્રજાને કેમ ન્યાય આપી શકશે? પ્રજા એવા રાજા પાસે શી આશા રાખી શકે? મને તેમ કરવાને શો હક છે? હું નબળો બેદરકાર રાજા છું; મ્હારા રાજ્યમાં નિત્ય કેટલા અન્યાય થતા હશે તે પણ કદાચ હું જાણતો નહિ હોઉં એવો મૂર્ખ છું છતાં અન્યાય થતો હું જોઇ શકતો નથી અને અન્યાય કરતા મને અત્યંત ત્રાસ આવે છે. આ બિના કાયદા આગળ મૂકી હોય — તેના વર ન સમજે તો જે બનવા સંભવ પણ છે — તો ચુકાદો મ્હારા ગેરલાભમા થાય. અન્યની બાબતમાં હું પોતે પણ તેમ જ કરૂં. ત્યારે મ્હારા સ્વાર્થની ખાતર કે શોભનાની ખાતર પણ હું અન્યાય કરૂં? મ્હારે હાથે જ જાણી જોઇને હું અન્યાય કરૂં? સમાજના ધારાને જોતા તો તેમ કરવાને હું અધિકારી નથી પરંતુ સમાજ કરતાં ઇશ્વર મ્હોટો છે. પ્રભુ પાસે આ હકીકત મૂકાય તો શું મ્હારૂં કૃત્ય વાજબી ન ગણાય? તે બાલાની ખાતર જાન આપવા કોણ તૈયાર છે? તે બાલા કોને ચાહે છે? તેનો હાથ કોને સોંપાવો જોઇએ? શું સમાજે મ્હારૂં જ હતું તે લૂટી લીધું નથી? અન્યાય મને વધારે નથી મળતો? તેનો એ પતિ શું આબરૂની ખાતર જ પોતાનો દાવો આગળ કરતો નથી? એથી વિશેષ શું? તેની સ્ત્રી મને ચાહે છે એટલું જાણતાં તો તે તેનો નાશ કરવા તૈયાર થશે. પ્રેમ ક્યાં છે? પ્રેમના પદાર્થને શું દુનિયાની ઉપાધિ લૂટી જશે? મને મારો હક તે બાલા પર વધારે લાગે છે. મ્હારૂં અંતઃકરણ પણ એવી જ સાક્ષી પૂરે છે. મને લાગે છે કે મ્હારી પ્રજાને એ

પગલું ભર્યા પછી પણ હું અત્યારે ન્યાય આપું છું તેવો જ આપી શકીશ લોકો અન્યથા દેખશે તો ભલે દેખે. લોકો શું જુએ છે તે જોવાને હું બંધાયો નથી. એઓ જે જુએ છે તે ખોટું છે એટલું હું હમણાં રાખું છું તેથી વિશેષ કાળજી રાખીને બતાવી આપીશ. પણ આમાં એક વાત હજુ છે જે હૃદયમા ખટકે છે હું શોભનાને મેળવવામા મ્હારી રાજાની સ્થિતિનો ઉપયોગ કરૂં છું. અન્ય કોઈ કદાચ તેમ ન કરી શકયું હોત. પણ જે સ્થિતિએ મને ખરૂં જોતાં બધી મુસ્કેલીમા નાખ્યો છે તે શું એક વખ્ત પણ હૃદયની વાતમાં ઉપયોગી ન થાય ? એ સ્થિતિનો ઉપયોગ કરવામા અન્યાય શું છે ?

પરંતુ કદાચ આ બધા માહેનું કશું જ ન બને. કદાચ આમ થશે અને તેમ થશે એ બધી કલ્પના જ હોય હું તો આ બધા વિચાર કરતો ન હતો, એ વિચાર મને આવતા ન હતા. હું જાણુતો હતો અને હજુ જાણું છું કે દુનિયાના તોફાન પોતાની મેળે શમી જાય છે અને જો તોફાન આવશે તો તેનું ત્યારે જોઇ લેવાશે. રમાએ આ વિચારો આપ્યા છે. તેણે આપ્યા તેનો મેં નિકાલ કરી નાખ્યો પરંતુ તે સાચી છે. આ બધા વિચારો કરવાની જરૂર હતી. આપ પણ કરશો.

પણ તે બાલાનું હૃદય જ મને નહિ ચાહતું હોય તો ? મ્હારા તરફ હવે તેને ધિક્કાર આવ્યો હશે તો ? અહો ! એક વખ્ત જેને હૃદય ચાહતું તેને છેક ધિક્કારવા જેવી સ્થિતિ કેટલાં દર્દો પછી આવે છે ? મને તે સ્થિતિનો અનુભવ નથી પણ હું કલ્પી શકું છું કે પ્રેમ ધિક્કાર થઇ જાય ત્ય [illegible] હન્ય હજારો વખ્ત ચીરાઇ જતું હશે. એ ધિક્કાર કેટલો બ[illegible] રવા જેવો છે ? અને હું તો એ ધિક્કારને લાયક જ છું. કદાચ [illegible] શરમથી હવે તે મ્હારી થવા નહિ ઇચ્છે એ સ્થિતિમાં તેને મૂકનાર હું જ છું. તેને માટે હું સિવાય બીજા કોને શિક્ષા થવી જોઇએ ? તે મને નથી ચાહતી એ માનતાં મને બહુ વર્ષો જોઇશે અને એટલું સમજાયા પછીએ શું ? હું તેને નહિ ચાહતો હોઉં એ આ ઝિંદગીમાં તો ન બને તેવું લાગે છે. હું તેનો ફકીર થઇ રહીશ. બધા સ્થૂલ વૈભવને ફેંકી દઈશ. તેની એક

છબી રમા પાસેથી માગી લેઇશ. શું રમા મને છેલ્લે એટલું નહિ કરાવી આપે ? મ્હારાથી જીવાશે તેટલું હું જીવીશ. નહિ જ જીવી શકાય તો મરી જવું એ વાત બહુ ટૂંકી છે પણ હું શા માટે મરીશ ? મ્હારી ઝિંદગી રસ વિનાની નહિ હોય.

મે આપને બહુ ઉપાધિમા નાખ્યા છે. પરંતુ ' યારી મસ્તોની ખુવારીની તૈયારી છે. '

આનું ઉત્તર લખવા આપ ચિંતામાં પડશો નહિ. કાંઇ ચોક્કસ વિચારો આપને આપવાનુ પ્રાપ્ત થતા તે મેં કર્યુ છે. હું ફરી ઉતાવળ કરૂં છું એમ માનશો નહિ.

સર્વદા આપનો

**સુરસિંહ "**

રમાનું મ્હારા ઘરમાં મેમાન જેવું લાગવું તે — મ્હારી સાથે રહેવા કબુલ થાય તો જ કાંઇ કરવાનો નિશ્ચય — આ મ્હારા ઉદ્ગારો જોઇ આનન્દ થાય છે. મેં અગાડી આનંદથી અભિસારિકાનો મધ્યરાત્રિએ સ્વીકાર કરવાને અને અભિસાર સાધવાને પ્રેમને કાંઇ ભલામણ જેવું જ કહેલું છે. ખરૂં જ છે કે એમા દુનિયાને કશી હાનિ નથી અને દુનિયાને ફરિયાદ કરવાનો કશો હક નથી. પણ એ ચોરી જ છે. અને પ્રેમ શું એ કાર્યથી શરમાતો નથી ? વધારેમાં વધારે માનવીનું શુભ કરવાની નીતિ આ ચોરીને પોતાના કાયદાની એક પણ કલમથી અટકાવી શકતી નથી. પણ પ્રેમ તો આવે પ્રસંગે બીજું જ ફરમાન કરે છે. ભક્ત દેવને ખુલ્લી રીતે પૂજે. ભક્તિમાં શરમ કે સંકોચ એ પાપ છે. પ્રેમી પ્રેમ સિવાય બીજી બધી બાબતોમાં બેદરકાર હોવા જોઇએ કેમકે તેને બીજી કાંઇ બાબત જ છે નહિ. તું અન્યની સ્ત્રીને અને તે સ્ત્રી તને ચાહે જ છે તો તે સ્ત્રીના વર પાસે આવો દાવો કરવાની — " તારા કરતાં મ્હારો હક તે પર વધારે છે, ન માને તો લે હાથમાં તરવાર " આ વર્તણુક દુનિયાને ગમે તેટલી હાનીકતા હોય પણ પ્રેમને તો શોભાવનારી છે.

# કલાપીના પત્રો: પ્રકીર્ણ

## ૮૭—૧

લાઠી ૨૫–૭–૯૨

સ્નેહી,

"દુઃખ આપવું," એ જ વિધિ હાલ લઇ બેઠેલો છે, તો દ્રઢ ધૈર્ય રાખવું એ જ આપણી સજ્જડ ટેક હોવી જોઇયે. ધૈર્ય ગ્રહણ જેણે કર્યું તેને દુઃખ જ નથી. દુઃખ થયું છે તેમ લખ્યું પણ તેમ લખવું એ મ્હારૂં કર્તવ્ય નથી. દુઃખ વિચારથી થાય છે તો દુઃખી વિચાર છોડી દેતાં દુનિયામાં આનંદી વિચાર ક્યાં થોડા છે? — તેનું ગ્રહણ કરવું. "સબસે ભલી વિપતડી, જો થોરે દિન હોય." આ તો કસોટીનો વખત છે તેમાં નરપણું નહિં બતાવાય તો ક્યારે બતાવાશે?

દુઃખ શું છે? સ્નેહી તો દુનીયામાં એક જ રાખવો — તેને જ દુઃખે સુખે દુઃખી સુખી થવું. બીજી તો બધી મૃગતૃષ્ણિકા છે.

આ તો હજી જીન્દગીની શરૂઆત છે, અને કદી છેડો હોય તોય પણ શું થયું? જ્યાં સૌ ગયા છે ત્યા સૌ જશે.

આ બધું સાચું છે તો મૃતક પાછળનું કલ્પાત જુઠું જ છે અને જે જુઠું છે તે ડાહ્યા માણસે તજવું જોઇયે. મેં કહ્યું કે સ્નેહી એક જ હોય અને તે સિવાય અચળ અને છેવટ સુધી બીજું કોઇ સુખ દુઃખ આપતું નથી. આમ જ છે તો દુઃખ વ્હોરી લેવું ન ઘટે. હું શું લખું? ભાઇ — મ્હારૂં હૃદય પણ હવે હાથમાં રહેતું નથી. વિધિનો છેલ્લો ઘા બહુ સાલે છે. મ્હારી શિખામણ

પોથીમાંનાં રિંગણાં થાય છે. પણ નિરૂપાય માણસ બિચારૂ શું કરે. હવે ત્યારે મ્હારી તો એટલી જ ભલામણ કે સુખી રહેવા યત્ન કરવું.

લી૦ એજ

દુઃખી સ્નેહી

૮૮–૨

લાઠી ૨૭-૭-૯૨

ભાઈ—એ—ભાઈ,

કાં, શું છે? આટલું બધું શું? સ્નેહી ન વધારવા, સ્નેહ વધારવો. શા માટે શોચ કરવો? સ્નેહીનો ધર્મ છે?

"શાને શોચ સળગાવે જીવડા, ભેદ પામર નવ પામે રે" એકના એકવિશ તો શું પણ એકાણું થાઓ—ઇશ્વર એટલું તો કરજો. (તથાસ્તુ). ગયાનો શોચ શો? આવતાની ચિન્તા અને સ્નેહ ક્યાં ઓછો છે? સ્વપ્નની માફક જન્મી દોડી ગયેલ જીવને માટે દિલગીરી ને ગમી કાં કરીયે? ના ના, ભાઇ એવા ડાહ્યા ન થઇયે. ઇશ્વર સાથે માણસનો કજીઓ? ડાહ્યા દીકરાએ બાપ સાથે કજીયો કરવો?!!! તમારો ધર્મ તો આ વખત અબળા માતાની સંભાળ રાખવાનો છે. તમારા આંસુ એ વગર આંસુએ લોઇ શકશે? શોક પાછળ રાખજો. આપણે ત્રણ મળશું ત્યારે ભેટી ભેટીને રડીશું, વાતો કરતા રડશું, સુતા રડશુ અને ઉઠતા રડશું. આખો મેળવી થોડો કાળ રોવાને રાખવો પડશે; પછી કાંઇ છે?

લી૦ એજ

સુરખ ભાઈ

૮૯—૩

લાઠી ૨૦–૧–૯૩

સ્નેહી ભાઈ,

આ રાજ્ય—દુનિયાની જંજાળ, અને ખાસ આ યુગ, અને તેમાં પણ આ અવસ્થાએ કોઇ વિચિક્ષણતા ને વિચિક્ષણતા શિખવે તેવું છે.

માફ કરશો કે હજી સુધી હું પત્ર લખી શક્યો નથી. આ પત્ર પણ કેવી ઉતાવળથી લખાય છે તે આપ જાણી ગયા હશો.

શુભચિન્તક તમારો,

સુરસિંહ

૯૦—૪

લાઠી ૧-૩-૯૩

સ્નેહી,

પત્ર મળ્યું. વાંચી આનંદ થયો.

રાજ્ય સોંપાવાનું મોડું થયું તેની કાંઇ પણ લાગણી મ્હારા હ્રદયમાં છે જ નહિ. એ કાંઇ બહુ જરૂરની બાબત નથી; અથવા જરૂર છે તોપણ તેની મને દરકાર નથી. મને સત્તાનો લોભ નથી. સત્તા એ સુખ નથી પણ દુઃખ છે .. ...સાદીમાં ને આરીઝમાં હાથી ગધેડાનો તફાવત છે તો હાથી કોણ છે અને ગધેડો કોણ છે? આપણે કાંઇ બરાબર તરજુમો કરવો નથી, પણ એના વિચારોમાં આપણા વિચારો ભેળવી કાવ્યો કરવાના છે. માટે અહીં આવો ત્યારે સાદી અને આરીઝ બન્ને લાવશો... ... ...

લિ૦ શુભચિંતક
સુરસિંહના રામરામ

૯૧—૫

લાઠી ૪-૩-૯૩

સ્નેહી,

તમારૂં તા. ૨ નું પત્ર મળ્યું. વાંચી આનંદ થયો. 'કાચી મજા અને પાકી દિલગીરી' વાંચવા મને મી. બ્રીમને કહ્યું હતું, અને તે ચોપડી એમણે મને વાંચવા આપી હતી, પણ વાંચ્યા બાદ એ પુસ્તક મને પ્રેમમય લાગ્યું તેથી ખાનગી લાયબ્રેરી માટે મંગાવ્યું. નવલગ્રંથો વાંચવાથી તમો લખો છો તે જ સ્થિતિ થાય છે પણ હૃદય નરમ, દુનિયાદારીના ઝપાટામાં બેદરકાર અને વિરક્ત — સાત્વિક—થાય છે. અને તે જ મ્હારા હ્રદયનાં સત્ત્વ હોવાથી આવાં પ્રેમમય નવલ-પુસ્તકોનો રસ તેમાં દુધ સાકરની માફક મળી જાય છે. મ્હારૂં હ્રદય જ કરૂણાનું બન્યું છે અને તે રસ જ પ્રેમ છે. પ્રેમ એ બ્રહ્માંડનું જીવન છે. મને "ટ્રેજીડિ" — કરૂણ વાંચવાનો શોખ છે. હું સોમવારે ઘોઘે જઇશ. સાથે "રોમીયો જુલિયટ" અને "ઓથેલો" તેમજ બીજાં ઇંગ્રેજી ગુજરાતી કેટલાંક પુસ્તકો લેઇ જઇશ. તમે કહો છો તે પુસ્તકો આપણે મળશું ત્યારબાદ મગાવશું.

"વિલાયત જવાનો વિચાર સારો છે" એ બેદરકાર વાક્ય ખોટું છે પણ "ઉત્તમ" છે — "ઉત્તમ" શબ્દ ત્યાં બરાબર છે.

લિ૦ શુભચિંતક

**સુર સ્નેહી**

## ૯૨–૬

લાઠી ૨૮–૩–૯૩

**સ્નેહી ભાઇ,**

આપનું પોસ્ટ કાર્ડ મળ્યું. કવિતા મોડી મોકલાઇ તેનું કારણ એટલું જ છે કે એક નવી કવિતા કરવામાં હતો, પણ તે બની શકી નહિં. એ બાબતમાં મને નવાઇ જેવી ટેવ છે. કવિતા કરવાનું સાંભરે અને જે રસનું કાવ્ય હોય તે રસમય જ હૃદય હોય તો ચોવીશ લીંટી પાંચ મીનીટનું કામ છે, અને તેવા હૃદયના વેગ વિના હું કવિતા કરતો જ નથી. તો પણ આપ એક એવું કાવ્ય—સ્રગ્ધરા વૃત્તનું — "એક પ્રેમમય પ્રભાત" વાંચશો, અને તેને કયો નંબર આપો છો તે લખશો.

અત્ર કુશળ તત્રાસ્તુ.

લી. આપનો

**સુરસિંહ**

## ૯૩–૭

લાઠી ૧૩–૮–૯૩

**વ્હાલા જીવન,**

તમારો કાગળ એક આજે અને એક ચીઠી તમારા પિતાશ્રીના કાગળ સાથે મળ્યાં.

કેંટરબરી પોએટ્સ માટે લખ્યું તે જાણ્યું. મુરનાં કાવ્યો તો ઘણાં સારાં છે. "The fire-worshipers" વાંચ્યું. પ્રેમના દુઃખની પરાકાષ્ટા છે. અરેરે ! જેના મગજમાં કાંઈ પણ કાવ્યશક્તિ હશે એ બધાં જ દુઃખી હશે ? રડતો શેલી, રડતો કીટ્સ, રડતો ડેંટી, રડતો મુર — બધા જ રડતા ! ? ! બીચારાનાં કલ્પનાનાં પ્રેમી તેઓને સ્વર્ગમાં પણ નહીં લાધે ? હું તો એમ જ માનું છું કે

"પ્રેમ" એ "રડવું જ" છે. પ્રેમી મળતાં નથી અને મળે છે તો તુરત એક પાંખ તુટી જાય છે. કવિઓનાં પ્રેમી તરફથી દુનિયાનાં પ્રેમી — સાચાં પ્રેમી — તરફ દૃષ્ટિ કરો તો ત્યાં પણ તે જ ! બીચારો ત્રિપાઠી, બીચારો દાજીરાજ.

કુસંપનો સળો આપણા દેશમાં શું કરશે તે ઈશ્વર જાણે. હીંદુઓ મસ્જીદને અને મુસલમાનો શિવાલયને ક્યારે પૂજતા થશે ? અરે ! હીંદુઓમાં પણ ક્યાં સંપ છે ? સ્વદેશીઓમાં વાઘ અને પરદેશીઓમાં બકરાં ! ઈશ્વરની ધારણા તે જ જાણે.

હાલ હું "ફિફટી સેલેબ્રેટ મેન" નું ભાષાંતર લખું છું. બકલનું ભાષાંતર તૈયાર કરનાર કોઇ નર જાગ્યો છે તેથી તે કામ મુકી દીધું છે. આ લખવાના કામમાં દરરોજ ૨ાા કલાક ગાળું છું. બપોરે ત્રણ કલાક કામ કરૂં છું. એક કલાક કાવ્ય, એક કલાક સંસ્કૃત અને એક કલાક હાલ 'એમિનંટ ઇન્ડીયન્સ' વાંચું છું.

લી૦ સ્નેહાધીન
**સુરસિંહ**

## ૯૪—૮

લાઠી ૧૨—૯—૯૩

**વ્હાલા,**

પત્ર મળ્યું. શું મ્હારૂં પો. કા. નથી મળ્યું ? તાર નથી મળ્યો ? એવું કેમ બને ? મળ્યાં હોય તો પછી નકામું રૂદન શામાટે ? વ્હાલા, રાજાને મિત્રની તલબ કાં તો હોતી નથી, અને હોય છે તો મ્હારા જેવા કોઈક જ ભાગ્યશાળીને સુમિત્ર મળી આવે છે. તમે લાઠીના ઠાકોરને નથી ચાહતા પણ સુરસિંહને ચાહો છો. સુરસિંહના ગુણને પણ નથી ચાહતા કેમકે એક મહાત્મા લખે છે કે "ન જોએ પ્રીતિ રૂપ, ગુણ, ધનને — નજર લાગી એક પલકમાં, હૃદય ગળી બન્યાં દાસ, રટન 'તું તું.'" એવા સુરસિંહ તને ઘણા મળશે પણ સુરસિંહને......ઘણા નહિ મળે. ... ... ... ... ...

હવે તુર્તમાં જ મળવું થશે એવી ઉમેદથી કાંઇ લખતો નથી. કાગળ લખી લખી થાકી ગયો છું.

લિ૦ તારો જ **સુરસિંહ**

## ૯૫—૯

લાઠી ૧૨-૧૦-૯૩

**સ્નેહી રાજઋષિ,**

તું તો ગયો. મ્હારો પ્રેમ તને કાંઇક cold લાગ્યો હોય તો ક્ષમા કરજે અને એવી કલ્પના કરીશ નહિ. પ્રેમમાં કાંઇક ઉછળતું દેખાય છે, પણ તે આખરે થાકી જાય છે અથવા ચડઉતર કર્યા કરે છે, પણ મૈત્રિ જરા શિથિલ લાગે છે પણ તે વિશેષ દૃઢ છે. મ્હારો તારા તરફનો પ્રેમ બદલાયો છે એમ મને લાગે છે. ઉછૃંખલપણું જતું જાય છે અને માત્ર શાંત શુભ ઇચ્છા રહે છે. તોપણ મ્હારી વિનતિ સ્વીકારી મને ક્ષમા કરજે.

હાલ એ જ.

તારો **સુર**

## ૯૬—૧૦

લાઠી ૮-૧૧-૯૩

**પ્રિય ભાઈશ્રી,**

ગયાં વર્ષો ગયાં — વીસ પચીસ નહિં પણ અનંત કોટી. આવતાં વરસો પણ "ગયાં" હશે અને આપણે ક્યાંક હઇશું. આજે આપણે એ વર્ષોની પરંપરાના એક પગથીયા ઉપર ઉભા છીએ. તે પૂર્ણ આનંદમા ઇશ્વરપરાયણ, સપ્રેમ વૃદ્ધિ જાય એ મ્હારી ઇચ્છા. "શાન્તિ, શાન્તિ, શાન્તિ."

આપનું કૃપાપત્ર મળ્યું. બીજાં પણ મળ્યાં હતાં. માત્ર આળસ નિરુત્તરનું કારણ છે, પણ હૃદય નથી.

## ૯૭—૧૧

લાઠી ૨૮-૧-૯૪

**વ્હાલા હૃદય,**

"Ay ! many flowering islands lie
In the waters of wide Agony.
Ay, men must reap the things they sow,
So, O man ! hold thee on in courage of soul

Through the stormy shades of thy worldly way;
And the billows of cloud that around thee roll
Shall sleep in the light of a wondrous day,
Where hell and heaven shall leave thee free
To the universe of destiny.
Be it joy or sorrow,
The path of its departure still is free;
Man's yesterday may ne'er be like his morrow;
Naught may endure but Mutability.
There is redress where there is wrong;
The past is Death's, the future is thy own."

—*Shelley*

વ્હાલા, તારા શા વિચારો ! "વાવશે તે લણશે" એ સૂત્ર પ્રમાણે તેં સારૂં જ વાવ્યું છે તો સારૂં જ લણીશ. સુખ શું ? દુઃખ શું ? એ તો એક કલ્પના છે. એ જ શેલીએ જીંદગીમાં દરેક કાર્યમાં જય મેળવનારને સુખી કહ્યો નથી પણ એણે વાસ્તવિક વિચાર્યું કે "Happier they their happiness who knew." જગત દુઃખી છે કેમકે વર્તમાનનું સુખ તે સમજી શકતું નથી. ગયું તે મીઠું લાગે છે. તને તારી ન્હાની નીશાળના દિવસો ગમતા ? હવે ગમે છે અને ગયું તેમાં સુખ હતું એમ ધારે છે. તને આ નીશાળના દિવસો નથી ગમતા પણ તે પણ આઠ વર્ષ પછી મીઠા લાગશે. તારૂં આ વર્ષ નકામું ગયું નથી. તને કાંઇક એવું મળ્યું છે કે જે મળ્યાની જરૂર હતી—તે દુઃખ. કેમકે કવિઓ અને મહા પુરુષો માટે તે જ મહાત્મા લખે છે કે "They learn in suffering what they teach in song." શીખ્યા વિના શીખાવાતું નથી. તમારે દુનિયાને કાંઇ શીખાડવાનું કામ કરવું જોઇએ—એ જ સૌનું લક્ષ્ય હોવું જોઇએ—તો તમારે શીખવું પણ જોઇએ. દુઃખ વિના શીખાતું નથી. તમારે માથે જે છાંટો આવ્યો એ ખરેખર મ્હોટું દુઃખ છે પણ દુનિયામાં એવા પ્રસંગો ઘણા મળી આવે છે. તેમાં આપણો ઉપાય નથી તો દુઃખ ભોગવવું

નિરર્થક છે. જે કામ કરવું એ હોંશથી અને મ્હોટી આશા રાખીને કરવું. ... ... ...આ વર્ષ તો શું પણ કોઇ વખતે એક ક્ષણ પણ "બળાપા"માં કાઢવાની નથી—એ કામ ઉદ્યોગીને માટે નથી. ... ... તો પણ આવેલ છાડો ભૂલવો બહુ મુશ્કેલ પડશે પણ તમારી જ શીખામણ તમે યાદ લાવો—"મુશ્કેલીની સામે થવામાં જ મ્હોટાઇ છે." ... ... ... ... ... ... ... ... ... ...

પુસ્તકો માટે નિરાંતે ગોઠવણ કરશો—ઉતાવળ નથી.

અત્ર કુશલ તત્રાસ્તુ.

સ્નેહાધીન
**સુરસિંહ**

## ૯૮–૧૨

લાઠી **૧૧**–૩–૯૪

**વ્હાલા ભાઈ,**

દુનીયા ! દુનીયા ! એ હો હો ! કેવું નાટક ! દુઃખ—સુખ—સુખ અને દુઃખ ! આ બધી જ ઉપાધિ વ્હાલા ! તેં પત્ર લખ્યું. તે હું આજે જ સમજ્યો. "આફત" એ શબ્દથી હું ચમક્યો હતો ખરો, પણ આવી "આફત" કુસુમપાત સમજ્યો ન હતો. એ વાતથી હું એટલો અજાણ્યો હતો કે આપનો એ કાગળ ...ને મોકલી પુછ્યું કે "આનો અર્થ શો"? આજે જવાબ આવ્યો. અરેરે ! જવાબ શા માટે આવ્યો? હું હજી અજ્ઞાનમા વધારે સુખી રહેત.

દુનીયામા દુઃખ પડે, આફત પડે, ત્યારે એક પ્રશ્ન પુછવું— "હવે?" (નિવારણનો કાંઇ માર્ગ છે?) આ પણ એક મોટું દુઃખ છે — તેમા પણ તે જ પ્રશ્ન પુછો "હવે?" "કાંઇ જ નહિ" એ જ ઉત્તર. આમાં માણસ બિચારૂં શું કહે? તો દુઃખ શા માટે? પણ હું તમને શું લખું? ધીરજ આપનારનું ધૈર્ય પણ સ્થિર નથી, આવે સમયે પોતાનું મન જ પોતાને ધૈર્ય આપી શકે, બીજા કોઇનું ગજુ નથી. તો વ્હાલા તું તેની પાસેથી જ ધૈર્ય લેજે. આર્ય ધર્મનો ખરો ઉપયોગ આવા સમયમાં જ છે — તે તું કરજે.

બીજું તો શું? ઇશ્વરની ઇચ્છા. દુઃખ ભુલવું.

લ્હારો
**સુર**

## ૯૯—૧૩

લાઠી ૧૫-૩-૯૪

વ્હાલા,

અરેરે ! તું મને તેનું તે જ કહી શા માટે દુઃખી કરે છે? મ્હારાથી તે તો નહિ બને. "ન્યાય" દુનિયામાં નથી તો મ્હારે ઘેર ક્યાંથી હોય. હું દેવ નહિ થઇ શકું—માણસ છું તે માણસ જ રહીશ. તું કે કોઇ કે મૂર્તિમાન "ન્યાય" પણ મને તે બાબતમાં ફેરવી શકશે નહિ. ... ... ... ... ...

કાયદા તો હજુ વાંચતો નથી. મુંબાઇથી થોડાં જરુરનાં પુસ્તકો લેતો આવીશ. પેપર્સમાં ડેલી ગેઝિટ, પત્રિકા, ગુજરાતી અને કૈસરેહિંદ વાંચું છું. જરૂરના સવાલો જ વાંચું છું—જેવા કે "સરકારની નાણાં સંબંધી મુંજવણ" "પાર્લામેન્ટના ફેરફાર" વિ૦ હમણાં વધારે ઉદ્યોગી છું. મ્હારા વર્ડ્સવર્થનો અભ્યાસ મેં કેવી રીતે શરૂ કર્યો છે તે જોજે. એ સિવાય "એડવાંચર્સ આફ ટેલીમેક્સ" એ નામનું પુલિટિકલ નોવેલ વાંચું છું. ઇતિહાસ તો નથી વાચતો. બધું થશે — કાયદા વંચાશે — ઇતિહાસ થોડોઘણો જોવાશે — કવિતા ભણાશે પણ — અરેરે! તારૂં તે કહેવું માની હૃદય ચીરાશે નહિ — પ્રેમ તોડાશે નહિ. પછી તે દુરાગ્રહ કહેવાય, અન્યાય કહેવાય, ક્રરતા કહેવાય કે ગમે તે કહેવાય. તું મને એટલું તો માફ કરજે.

તારો જ

**સુરસિંહ**

## ૧૦૦—૧૪

લાઠી ૨૪-૬-૯૪

વ્હાલા,

તારો કાગળ પહોંચ્યો. "Gipsy Child" એ મથાળાને બદલે મેં તો "સમુદ્રથી છંટાતું બાલક" આવું મથાળું કર્યું છે. વાદી કે એવા રખડતા લોકના બચ્ચા કરતાં કોઇ દિવ્ય બાલક મેં તો કલ્પ્યું છે.

"Memorial Verses" વાંચી. એ કવિનો રસ સર્વ જગાએ સરખો જ છે તેમાં શું કહેવું? ઘણી સારી છે, બંધ બેસશે તો તેનું કાંઈક કરીશ. લાંબી કવિતા લખવી તેમાં કેળવણી ઘણી હોવી જોઇએ. એક રસનો પ્રવાહ ટકાવી રાખવો એ ઘણું મહેનતનું

કામ છે. હજુ વાર છે. ઘણું વાંચું અને પછી તે બની શકે. સંસ્કૃત ભણવું ઘણું અગત્યનું છે. તે પાછળ પણ થોડા માસ મહેનત લેવી જોશે. "વીરરસ" એટલે શું? શૃંગાર નહિ, પણ "પ્રેમરસ" એટલે શું? પહેલા રસમાં વ્યક્તિ વ્યક્તિથી દૂર જવા યત્ન કરે છે, બીજામાં વ્યક્તિ વ્યક્તિથી — કે બ્રહ્મથી — ઐક્ય કરવા ઇચ્છા રાખે છે — કારણ કે પહેલામાં પ્રાધાન્ય ભાવના ક્રોધની છે બીજામાં કોમળતાની. વીરમાં અમુક સ્થાને સ્વાર્થપરાયણ પ્રેમ રહે છે અને તે ક્યારે ક્યારે તો ઉત્તમ પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે, એ બધું ખરૂં — વીરમાં — શૌર્યમાં ઉમદા સ્વભાવ અને સર્વસ્વ ત્યાગ સુધી માણસ નિડર રહે છે તોપણ દુનિયાના સુધારા સાથે વીરરસની પડતી અને પ્રેમરસની ચડતી થવી જોઇએ. વીરરસ સહન કરવું સમજતો નથી, વીર હ્રદય ઉદ્ધત અને કોઇ કાળે મિત્રનું પણ એક જરા ક્રોધ આવતાં માથું કાપવા તૈયાર થાય, પ્રેમી હૃદય માથું કપાતાં સુધી દ્રવતું જ રહે. ગાંડિવ ધનુષ્યનો તિરસ્કાર એક કાળે કરનાર ધર્મનું શિરચ્છેદ કરવા અર્જુન તૈયાર થયો ત્યારે ધર્મે માથું ધર્યું. વટ, ટેક બંને હૃદયમાં છે. અર્જુનની ટેક એવી હતી કે ગાંડિવને અપશબ્દ કહેનારનું માથું કાપવું. ધર્મના મનમાં એવો સબલ પ્રેમ હતો કે પોતાના ભાઇની ટેક ન ભાંગે માટે મરવા તૈયાર થયો. અર્જુનથી ધર્મનું માથું ન કપાયું અને ટેક તૂટી, ધર્મની ટેક અડગ રહી. પહેલો રસ ઉતાવળીયો અને બીજો ધીરો છે. જગતમાં વીરનાં તત્ત્વો વધવાથી કશો લાભ નથી, પ્રેમનાં તત્ત્વો વધવાથી લાભ જ છે. હજુ જગતમાં વીરરસની જરૂર છે પણ તે ઓછી થતી જવાની. મહાભારત યુદ્ધ ન થયું હોત તો લાભ હતો પણ કાલિદાસ ન થયો હોત તો નુકસાન હતું. વીર લખવો એ મ્હારાથી બને કે નહિ એની મને બહુ મ્હોટી શંકા છે. તે રસ મેં હજુ જોયો નથી—વાંચ્યો નથી—સાક્ષાત દર્શન તો ક્યાંથી જ થાય? પણ પ્રેમરસ તો હું હમેશ અનુભવું છું તેથી તે લખવું સહેલું પડે, નિત્યના પરિચયથી ઉદ્દગારો પણ તેના જ આવે. પ્રેમમાં છૂપો વીર — અને તે જ ખરો વીર, ખરૂં શૌર્ય છે — રહે જ છે. હનુમાનનાં બધાં કાર્યોમાં તેણે જે પોતાનું હ્રદય ચીરી તેમાં રામની

મૂર્તિ બતાવી એ ઉત્તમ છે. આ કાર્ય પ્રેમનું જ પરિણામ છે પણ તેમાં "પ્રેમશૌર્ય" નથી? "ફરૂ નાગો બિયાબાને ફકીરી હાલ મ્હારો છે" આ વાક્ય તપાસો. ગત પ્રેમીના સ્મરણાર્થે બધું છોડવા તૈયાર થયેલું હૃદય નપુંસક શૌર્યહીન કેમ હોય? આ રડતા હૃદયમાં દુનિયાને માત કરનાર કેવી પ્રબલ શક્તિ છે? એ જ ખરો વીરરસ છે—ખરૂં શૌર્ય છે.

૨......ની તબીયત ઘણી સારી છે—માત્ર ગુંબડાં થયા કરે છે. વર્ષાદ ૭ ઇંચિ થયો છે. વાવણી થઇ રહેવા આવી છે — પૃથ્વિ લીલી થતી જાય છે. ... ... ... ...વાંચું છું તો એ જ વર્ડ્સવર્થ.

એ જ સુર

## ૧૦૧—૧૫

લાઠી ૧૬-૭-૯૪

વ્હાલા હૃદય!

વ્હાલા, તારો પ્રેમ! હું શું લખું? મને લાગી આવે છે કે મેં તને ન્યાય આપ્યો નથી. અરેરે! હૃદયમાં આવું શું સમાતું હશે? મ્હારૂં ચિત્ત અત્યારે ઠેકાણે નથી. માફ કરજે બાપુ, ત્હારી ખરી ઓળખાણ મને આ વખતે જ થઇ છે. હવે તો મને તારો જ ગણજે.

તારા આવા ઉત્સાહમાં મ્હારો જરા જડહૃદય + + કેવો ભંગ કરી દેતો હતો? તેને તો ભાન નથી, પણ તે સૌ ઉપચારો માટે હું હાથ જોડીને ક્ષમા માગું છું, અને તારૂં સર્વ હૃદય એ વગર વિચારે આપી દેશે. તારા મનમાં તો તેનો વિચાર પણ નહિં હોય. હવે મેં નક્કી કર્યું છે કે તે વૃદ્ધ જીભ બીજે ક્યાંઇ પરગામ અટકાવવા તેને મ્હારી સાથે ક્યાંઇ પણ લઇ જવો નહિં.

લાઠી ૨૧-૭-૯૪

## ૧૦૨—૧૬

વ્હાલા હૃદયાનંદ,

હું તને ભૂલી ગયો એવી એવી કલ્પનાઓ શા માટે કરતો હશે? તારી કલ્પનાઓ જૂઠી છે એ સાબીત કરવાની કશી જરૂર નથી. હું તને શું લખું? તું આવો દુઃખી તે શા માટે રહેતો હઇશ? દુનિયામાં દુઃખી થવું એ તને ભૂલ નથી લાગતી? મને તો એવું

લાગે છે કે જગતમાં સુખદુઃખનાં તત્ત્વો ઉડયા કરે છે તેમાંથી જેને જે જોઇએ તેને તે મળી રહે છે, દુઃખ કે સુખનો નિર્માયેલો કોઇ કાલ છે જ નહિ. તું ભણે છે તેમાં દુઃખ છે? તારી કઇ એવી સ્થિતિ છે કે જેમાં તને દુઃખ લાગે છે?... ...તરફથી તને સંતોષ નથી? તે તો નથી જ—એ હું જાણું છું—તું જાણે છે, એ કાંઇ નવી વાત નથી. તેનો ઉપાય કરવો, એક કરવો બીજો કરવો—અંતે કાંઇ ફલ ન આવે તો બી ઠીક છે. પણ યત્ન કર્યા વિના નિરાશ થવું એ કોઇને છાજતું નથી. વળી "નિરાશ" થવું એ તો ક્યારે પણ હોવું જ જોઇએ નહિ. નિષ્ફલતા સાથે નિરાશા આવવી જ જોઇએ એ કાંઇ જરૂરનો નિયમ નથી. એક જૂની વાતપર વિચાર કરી કરી દુઃખી થવું એ તે શું કહેવાય? એક વાત આવી એટલે તેને અમુક વખત વિચાર માટે આપવો, તેમાંથી કાંઇક તારી લેવું, તે પ્રમાણે વર્તવું અને અંત પછી ગમે તે થાય. એક દાખલો લે. હું તને મળવા એક માઇલથી ચાલતો આવ્યો. તું મને ન મળ્યો. મ્હારે નિરાશ શા માટે થાવું? ન જ થવું કેમકે હું આવ્યો અને ચાલ્યો તેનું નિશ્ચિત પરિણામ તો મ્હારા પગ દુખે તે છે — મળવું એ નહિ. "મળવું" એ તો કેટલીક બીજી બાબતોનું — આ બાબત સાથે — પરિણામ છે. યત્ન કર, આશા રાખ અને ફલ ન મળ્યું તેથી નિરાશ ના થા કેમકે "યત્ન કરવું" એટલી જ બીના "ફલપ્રાપ્તિ" માટે બસ નથી. ફલપ્રાપ્તિમાં તો કેટલાક બીજા યોગ પણ હોવા જોઇએ — તે ઇશ્વરાધીન છે. તારી બાબતમા તો આમાંનું કશું નથી. દુનિયામાં હજુ પડયો નથી. કયા મોટા હેતુ માટે તેં યત્ન કર્યું છે? શી ફલહીનતા આવી? હવામા મ્હેલો બાંધવાની તને કયાંથી ટેવ પડી? ન્હાનાને મ્હોટું કરી દેવું એ મ્હને "વીરરસ"નું મહાત્મ્ય સમજાવનારને લાઝિમ છે? સમજવું બધું અને કરવું કાંઇ નહિ એ શું? પછી તો... ...સુરસિંહની જ હારમાં ગણાશે તો સુરસિંહ કઇ મૂર્તિનાં દર્શન કરી તેને મહાન ગણી તેને પગલે ચાલવાનું શીખશે? હાલ તો આટલું જ. આટલું પણ તારે માટે ઘણું છે.

તારો જ **સુરસિંહ**

## ૧૦૩-૧૭

લાઠી ૨૩-૭-૯૪

વ્હાલા ભાઈશ્રી,

આપની પત્રપરંપરા નિરુત્તરીય રહી જાય છે. સબબ કશો નથી. આપ પત્રો લખવામાં આટલા ઉતાવળા કેમ અને હું તાઢો કેમ તેનું ઉત્તર મ્હારા મનમાં તો માત્ર 'પ્રેમ' જ છે, અને મ્હારા મનમાં બીજું કાંઇ કારણ હશે તે આપ ધારશો જ નહિં. આપ આપના ઉદ્દગારો તુર્તાતુર્ત લખી નાંખવા ધારો છો પરંતુ આપ પત્રને આવી તીવ્ર ગતિમાં મુકી ધીમે ધીમે થાકી જતા નહિં — એવી ભીતી મને થાય છે. આ ભીતી પ્રેમની ભીતી આપ સમજશો જ નહિં. એ તો હવે હમેશાં દૂર જ રહેશે. વળી મ્હારે કંઇ લખવાનું હતું નહિં એમ કહું તો એ ચાલે. શું કરૂં? લખ્યા વિના ચાલતું નથી કે આપે મ્હારે માટે બહુ જ — અતી — કરી નાખ્યું છે. આવું આભારી હૃદય તે બોજા તળે હજુ એટલું બધું છે કે લખવાનું હજુ કંઇ સુજતું નથી. કેટલાકના વિચાર પ્રમાણે "પ્રેમમા — સાચા પ્રેમમા ઉપકારનો અભાવ હોવો જોઇયે" એ હું માનતો નથી. "આભાર" ની ઉત્પત્તિ જગતની નિષ્ઠુરતા છે. સૌ જન માત્ર અથવા મનુષ્યનો મ્હોટો ભાગ એકબીજાને મદદ આપતા હોત અને એકબીજા પર પ્રેમ રાખતા હોત તો આભારની ભાવના જગતમા હોત નહિં. પણ તેમ નથી. એક મનુષ્ય જન્મ્યું કે ત્યારથી જ તેને સ્વાર્થ સર્વ દિશામાં નજરે પડે છે. એવામા એકાદ કોઈ જણુ માયાળુ તે જુવે કે તેના હૃદયમાં ઉપકાર વૃત્તિ સ્ફુરે છે, તે લાગણી કુદરતી, સહજ છે અને ગાઢા પ્રેમમા પણ તે સજીવ રહે છે, એ માત્ર સર્વ સ્થાને સરખી કુદરતનો નિયમ છે. હવે મ્હારૂં હૃદય આપ પ્રતિ ઉપકાર વૃત્તિવાળું હોય તેમાં તેનો કશો દોષ આપ જોશો નહિ.

આપનું ન્હાનું કાવ્ય વાંચી મને આનંદ થાય છે. કાવ્ય કોમળ હૃદયમાં વારંવાર આવ્યા કરે છે; કોઇ તેને કવિતાના રૂપમાં મુકે છે અને કોઇ તેનો મીઠો અનુભવ કરી તેને જતું થવા દે છે. આપ

બીજા માર્ગે ચાલ્યા છો અને ધારશો તો પહેલા માર્ગે ચાલી શકશો, કેમકે તેમ કરવામાં જે આવશ્યક છે તે આપમાં છે જ. આવું મધુર આપ લખી શકો છો તે મેં પ્રથમ જ જાણ્યું અને તેથી ઉપજેલો વિચાર આપ આગળ મુકું છું — તેનો આપ ઉપયોગ કરશો.

સ્નેહાધીન
સુરસિંહ

## ૧૦૪–૧૮

લાઠી ૨-૮-૯૪

વ્હાલા હૃદય-સુમન,

"કરમાયેલું કુસુમ" અને પત્ર મળ્યાં. તે કાવ્યની છેલ્લી લીટી વાંચ્યા પહેલાં કાવ્ય બીજું હતું અને વાંચ્યા પછી જુદું જ થઇ ગયું છે. તે ૧૭ અક્ષરોએ શેલીને પણ માત કર્યો છે અને તેને માટે ધન્યવાદ યોગ્ય છે. અંગ્રેજી કોઇ પણ કવિના વિચારો લેઇ કાવ્ય કરતાં લક્ષમાં રાખવાનું એટલું જ કે તે કાવ્યનું — તેના ઉંડા હૃદય ધ્વનિનું — પુરૂં અવલોકન કરી, તેમાં તન્મય બની, તેના પાતાળનો નાદ સમજી તેને ખીલવવું, તેને વધારે રસિક, વધારે સ્પષ્ટ કરવું. આ હેતુ મનમાં ન હોય તો કાવ્ય ગમે તેવું રસિક બને પણ તેની ઝીન્દગી ટુંકી સમજવી, કારણ કે આપણે તે કાવ્યો — અંગ્રેજી મુળ કાવ્યો વાંચનાર આગળ આપણું યત્ન રજુ કરવાનું છે. અવલોકન કરવામાં મ્હારી દૃષ્ટિ જોઇયે તેવી તીવ્ર નથી, કેમકે 'રસ' એ જ મ્હારૂં લક્ષ હોવાથી હું તેમાં ઘસડાઇ જાઉં છું. ઘણી વખત 'દોષદૃષ્ટિ' અરે! તેની એ જગતમાં જરૂર છે — અમુક અંશે—પણ તે મ્હારામાં બીલકુલ નથી તો પણ વખતે હું કાવ્યોનો રસ ખુલ્લો કરી શકીશ ખરો, પણ તે નિરર્થક જેવું થશે. છેક નિરર્થક નહિં તો એવું તો બનશે જ કે હું આપને કંઇ પણ શીખવી શકું તેવી મ્હારી સ્થિતિ રહેશે નહિં, કેમકે રસ ખુલ્લો કરવાની જરૂર રહેશે નહિં તે તો આપ સંપુર્ણ સમજ્યા હશો, તે યત્ન તો પિષ્ટપેષણ જેવું થશે.

મહાત્મા Matthew Arnold એક કવિ ટીકાકાર વર્ડસવર્થ સાથે બીજા કવિઓને સરખાવતાં કહે છે — અહા! એટલું સત્ય તેમાં છે.

"Others will strengthen us to bear,
But who, oh! who will make us fell
The cloud of mental destiny ?
Others will front it fearlessly—
But who, like him, will, put it by ?

અહિં ત્રીજો પુરૂષ સર્વનામ વપરાયાં છે તે વિશ્વાનંદ વર્ડસવર્થ માટે છે. — "who" "him" *i. e.* શેલી ખરો પણ વર્ડસવર્થ નાહિં. વર્ડસવર્થ તો વર્ડસવર્થ. પણ વર્ડસવર્થ શેલી નહિં થઇ શકે. હું બન્નેનો પુજારી, હરિહર બન્નેને સમાન પ્રેમથી પુજું છું. પણ થોડાં પાનાં વાંચી જોજોઃ—

આપે વર્ડસવર્થ મંગાવ્યો છે તે મ્હારા જેવો જ હશે એમ ધારીને લખું છું. પહેલા પુસ્તકનું ૧૬૫ મું પાનું ઉઘાડી scene બદલાય છે ત્યાથી એટલે થોડી લીટી મુકી દઇ વાંચવાનું શરૂ કરો. પૃષ્ટ ૧૭૯ સુધી વાંચો, ને પાનું પુરૂ કરો. પછી કૃપા કરી વર્ડસ-વર્થ કેવો છે — લાગે છે — તે મને લખો. મેં આ કવિનાં માત્ર ૨૯૮ પાના વાંચ્યા છે તેથી તેના ઉત્તમ ભાગો ક્યાંથી બતાવી શકું? વળી 'Borderers' એ કાવ્યમાંથી હું થોડાં પાનાં આપને વાંચવાને સુચવું છું. તે કવિની બાલ્યાવસ્થામાં લખાયેલી છે. એ વળી કવિને માન આપવા જોગ છે.

આપ પાસે મ્હારા જેવો જ વર્ડસવર્થ હશે તો જ ઠીક પડશે. નહિં તો વારંવાર અડચણ આવશે. શેલી તો એક જ છે તે ઠીક છે. આપ શેક્સપીયર મંગાવવાના હો તો જરા થોભજો. હું સારામાં સારા ટાઇપ અને પુર્ણ ટીકાસહ પુસ્તકની શોધમાં છું.

સ્નેહાધીન
સુરસિંહ

## ૧૦૫–૧૯

લાઠી ૩–૮–૯૪

વ્હાલા ભાઇ,

પ્રભાત ! આનંદોત્સવ ! મંગલમય સમય, બધું સાથે આવે છે. આપણા સુમન ( પુષ્પ ) નું બીજું વર્ષ આજે શરૂ થાય છે. સુર સુમન માન્યના સંયોગકાળ ઉષાના સુવર્ણ પીછાં જેવો જ હવે છે – આહિં દૃષ્ટિમાં જ – પાસે જ, પુષ્પ આપણી નિર્વાપાંજલી આપનારો કોઈ કાળે બને — તે અંજલી કાવ્યની હો, — ભાઈ કાવ્યનો ભક્ત સદા હોજો, સંયોગ કાલ ગતિમાં તીવ્ર થાય.

આથી બીજુ શું ઇચ્છાય ? —

આપનો
સુર

## ૧૦૬–૨૦

લાઠી ૭–૮–૯૪

વ્હાલા ભાઈ,

આપનું તા. ૫ નું કૃપાપત્ર મળ્યું. મ્હારી પાસે જે વર્ડસવર્થ છે તે Edited by William knight LL. D. ની છે. મેં તે કેમ્બ્રિજ કંપનીમાંથી મંગાવી હતી. આપે તેજ તો મંગાવી હોય એમ મને લાગતું નથી. હવે કંઇ ફિકર નહિં. આપણે પાનાંનો આધાર નહિ રાખીયે પણ વિષયોનો અને લીટીઓનો આધાર રાખશું. આપે મંગાવેલ છે તે એક જ પુસ્તક છે ને ? મ્હારી પાસે તો જે છે તેનાં મોટાં ૧૧ પુસ્તકો છે. મ્હારી આંખો માટે તો બહુ જ સારા છે. આપ "The Borderers" એ વિષય (એ નાટક) ને Act 3 સુધી પહોંચો. " Scene—we wood on the Edge of the Moor. Marmaduke (alone) વાંચવું શરૂ કરો અને મહા કવિનો ગંભીર આલાપ શરૂ થતાં જ જોશો.

હા ! કેવું ગંભીર ! " Mar. Deep deep and vast " અગાડી ચાલ્યા જાઓ, નીચેના વાક્યો આવે ત્યાં સુધી—

"We subsist in slavery; all in slavery; we receive

laws, but we ask not whence these laws have come. We need an inward sting to goad us on."

શબ્દોની મીઠી રચના આ કવિમાં નથી, કારણ કે તે સ્વર-શક્તિને સ્વીકારતો નથી. છેક એમ તો નહિં, પણ ઉચ્ચારના અમુક ઘોષથી અમુક અસર થાય છે તે વાત એ કબુલ કરે છે, પણ તે દુનિયાના બચ્ચાં માટે સમજી માત્ર વિચારોની ગહનતા જાળવી રાખી પોતાનું હૃદય સમજાયું એટલે કામ પુરૂં થયું એમ સમજે છે. તો પણ તે એક જગાએ લખે છે "There is power in sounds" તે કહે છે. ખરી વાત, પણ મ્હારૂં કામ તો તે વીના ચાલશે. મ્હારામાં તે ખામી છે ખરી, પણ મ્હારા વિચારો તેને ઢાંકી શકશે. તે ખરો મહાત્મા છે અને સુંદર આલાપની દરકાર ન રાખી મુગો રહી આંસુડાં ખેર્યાં કરે છે. તેનો ખરો ભોગી જ તેને ઝીલી શકે. તેનું વાંચન શરૂ કરો ત્યારથી તે પુરૂં કરો ત્યા સુધી અમુક જાતની સમાધીમાં જ લીન રહેવું પડશે. શેલી વાંચવો સહેલો છે કારણ કે તે સ્વરશક્તિનો પુરો ભક્ત છે અને તેથી તે વાંચતાં રસ ઉછાળા મારે છે, પણ ઉંડાં ઉડા — અતિ ઉડા ઉતરશો તો શેલી એક બાળક અને વર્ડ્સવર્થ એક બુઝરગ સાધુ દેખાશે. દરેક કકડો તપાસતા જજો અને તેમાં સંસાર, અને વખતે આખા બ્રહ્માંડનું ઉંડું મીઠું અવલોકન જોશો. આટલા ઉપોદ્‌ઘાત પછી આ ઋષિ આપ વાંચશો એ કંઇ સ્હેલું થશે.

મ્હારૂં કામ હાલ વેબ્સટર, અંબાલાલ, પારસી અને આપ્તેની બન્ને ડિકસનેરીઓથી બરાબર ચાલે છે. વેબસ્ટરનું ભાષાંતર જોઇએ કેવું થાય છે.

આપના હૃદય માટે હવે આપ લખશો નહિં. હું તેનો જ થઇ ગયો છું.

મ્હારૂં એક કાવ્ય કાલે આપ પાસ રજુ કરવામાં આવશે. હાલ એક ગઝલ લખું છું, નામ "હમારા રાહ."

આપનો,

સુર

## ૧૦૭—૨૧

લાઠી ૧૯-૮-૯૪

વ્હાલા હૃદયસુમન,

નાહીને હૃદયનું — "સ્મૃતિમિત્ર" નું — અવલોકન ફરી ફરી વાંચ્યું — આહા! તે કેવો ઉંડો ઉતરી જાય છે! તેને તો હું "મેથ્યુ આરનોલ્ડ" કહીશ — વચન પ્રમાણે બીડી પી આ કાગળ લખવા બેઠો છું. રાત્રીના સારા વર્ષાદથી લોકોના મન જેવું જ વાતાવરણ આનંદી થયું છે. બે મિનિટ વિશ્વામિત્ર, મેનકા, શકુંતલા — એ ત્રિપુટીનાં દર્શન કરૂં છું — વળી લખું છું. છબીઓ હવે જેમ બનશે તેમ જલદી મોકલી આપીશ. કાલે જ — થોડી તો. વિલંબ માટે ક્ષમા ચાહું છું.

આપે "સુદર્શન"માં કાવ્ય મોકલ્યું તે કોના નામથી મોકલ્યું તે કૃપા કરી લખશો. નનામું મોકલ્યું હશે તો લેશે નહીં. આપના જ નામથી મોકલશો — એક કાગળ સાથે. તો મને ખાતરી છે કે તેનો સત્કાર થશે. આ બીજું "ભવાબ્ધિ" તો જરૂર મોકલશો તે કૃતિ અતિ ઉત્તમ છે.

વર્ડ્સવર્થના પહેલા ભાગનો આ છેલ્લો દિવસ છે, તે પુસ્તક થોડો કાલ સુધી હું નહિં અડું. તેમાથી આપ નીચેના કક઼ વાંચશો. "We are Seven" એ આપણને રેયલ રીડરમ ચાલી ગયું છે, પણ તેમાં પ્રથમની ચાર લીટી ન્હાના બચ્ચાં સમજાય નહિ તેથી મૂકેલી નથી. એ પેહેલો શ્લોક જ વાંચવા જેવે છે. આ મહા કવિ હમેશાં આવાં જ ચિત્રો આપ્યા કરે છે. બીજ "Goody Blake and Harry Gill" વાંચશો — પૃ ૨૧૮. એ ૧૯૮ મે પાને છે. "Goody Blake........ છીછરા વાંચનારને રસહીન — બિલકુલ નમાલું — લાગશે. ઉં વાંચનારને જો કે આ કવિનું કાંઇક ઉત્તમ કાવ્ય નથી તોપણ — બ રસ આવશે "આંતરડીની કદુવા લાગવી," "નિસાસો લાગવો અહો! એથી માણુસ કેવું દુઃખી થાય છે? Harry કેવો થ જાય છે. કુદરતને વર્ડ્સવર્થ બહુ જ નરમ — જરા પણ કઠિન

સહન ન કરી શકે તેવી — ગણે છે. અકૃપા — ન્હાની સરખી પણ — કુદરત સહી શકતી નથી અને Blake ના શાપથી Gill થડો થઇ જાય છે. કાયદો જેને ગુન્હો નથી ગણતો તેને કુદરત મોટો ગુન્હો માને છે. આપણો કાયદો તો શું પણ આપણી કવિવિટિથી પણ વર્ડસવર્થની કવિવટિ બહુ ઉંચી છે અને તેથી જ તે કેટલાકને નીરસ લાગતો હશે. "કવિવટિ અને કાયદો" એ બે શબ્દ માટે અહિં એક દિવસ મ્હોટો તકરાર થયો હતો. ... ... ત્યારે અહીં જ હતો તેથી આપને એ સમજાવશે. પછી પાનું ૨૩૨મુ ઉઘાડો અને "Lines written in early Spring" જે પરથી મેં "વનમાં હું" લખ્યું છે તે વાંચો. મ્હારી કૃતિ કેવી લાગે છે તે કૃપા કરી જેવું હોય તેવું મને લખશો. વિચારો લેવાની મ્હારી રીતિ આપને કાઇ નવાઇ જેવી લાગશે ખરી. "To my sister." "Exposulation and reply" "The Tables turned" એ વાંચી નાખશો. હું પસંદગીના કાવ્યો લખવા જાઉં છું. પણ શું લખું? આપ છુટક ફકરા વાંચવા મૂકી દેઇ શેલી કે વર્ડસવર્થ જે હાથમા ઝાલો તે અથથી ઇતિ સુધી વાંચો. બહુ જ ધીમે ધીમે. ઉતાવળ કરવી અથવા પાનાં જલદી ફેરવવાની ઇચ્છા રાખવી એ ભૂલ છે. જે લીટી આંખ નીચે છે તેનો પુરો રસ લીધા પછી જ બીજી લીટી પર આખ મૂકો અને તેમ કરતા કરતા ચાલ્યા જાઓ. પછી પાનું ૨૪૩મુ ઉઘાડો ત્યા "The last of my flock" જોશો. તે બહુ સારૂ છે.

"I sold a sheep, as they had said,<br>
Had bought my little children bread,<br>
And they were healthy with their food.<br>
For me it never did me good."

આમાં કાઇ આર્ય હૃદયની પ્રેમભક્તિ નથી લાગતી? "Blake, અને Gill" માં પણ તેવું જ હૃદય નથી લાગતું?

છેલ્લે "The old Cumberland Beggar" ૧૭૧ મે પાને અને ૨૭૯ મે છેલ્લું Animal "Tranquillity and Decay"

— છેલ્લી બે લીટી એ કાવ્યનું મૂળ છે. તેમાં “......... Beggar” વાંચજો અને વર્ડસવર્થ અને શેલીના હૃદયની સરખામણી કરજો. જ્યારે શેલી statesmen ના માથાપર અને પાદરીઓ પર માછલાં ધોવે છે ત્યારે શાન્ત કાકો ર૭૪ મે પાને statesmen ને કેવા નરમ ભાવથી બોધ આપે છે! ખરેખાત વર્ડસવર્થ જેવી શાંત મૂર્તિ કોઇ જ નથી. અને તેથી જ તે કેટલાકને નીરસ લાગતો હશે. તે રડે છે કે ને હસે છે, તે દુઃખી છે કે સુખી તે જાણી શકાતું નથી બસ.

આપ આટલું વાંચશો. હવે હું બીજા ભાગના આવા ફકરા આપને સૂચવીશ નહિં — પછી તો આપની જેવી ઇચ્છા — આપ સળંગ વાંચો એવી મારી ઇચ્છા છે. શેલી કેમ વાંચો છો?

આપનો

સુર

## ૧૦૯–૨૨

લાઠી ૧-૨૧-૧* બુધવાર

વ્હાલા હૃદયાનન્દ,

તમે આપેલું પુસ્તક અને શુભ ઇચ્છા મળ્યાં. “Sir” એ શબ્દ મને લખી “વિવેક” બતાવ્યો એ... ... ઠીક કર્યું?

ઉપલી તારીખ વાંચી તમને અચંબો નહિ લાગે. “આપ મુવે પિછું ડુબ ગઇ દુનિયા” એ સાચું હોય તો “આપ જન્મે છે ત્યારે જ દુનિયા જન્મે છે” એ સૂત્ર પણ સાચું હોવું જોઇએ. વળી “જગત્ ભ્રમ છે” એ શા માટે સાચું ન હોય? એમ હોય તોપણ આ મ્હારી દુનિયા મ્હારી સાથે જ જન્મી છે એ ભ્રમને લીધે સાચું છે, મ્હારી માયા મેં જ ઉત્પન્ન કરી છે.

ગયાં વર્ષોમાં તું મ્હારો રહ્યો એવો જ આવતાંમાં રહેજે.

સુખી રહેજે.

તારો સુરસિંહ

---

* ૨૧મા વરસના પહેલા માસનો પહેલો દિવસ. તા. ૨૬–૨–૯૫

૧૦૯—૨૩

લાહી ૨૯-૭-૯૫

વ્હાલા,

" અરે અશરાફ આ હૃદયે ખતા તુજ માફ કીધી છે;
હવે તોબા સદા કરજે, ખુદા માફી તને બક્ષે."

દગાની ફરિયાદમાં આ બે લીંટી ઉમેરી છે — તે કકડો તું તને લગાડજે હું મને લગાડી શકીશ. તું દુઃખી છે — હું પૂરો સુખી છું. હું હવે દુઃખી નહિ જ થવાનો. મ્હારૂં હૃદય બહુ બદલાઇ ગયું છે. પણ યાદ રાખજે દોસ્ત બે હાથ જોડી માફ માગવાનો વખ્ત અગાડી આવવાનો છે. તારા કાગળો વાંચી હું હસું છું — અરે ભોળા માણસ જરા અટક અને વિચાર ... ... ... ... ... ... ...
હમણાં બસ બધાંને માઠું લગાડવું એ જ ધંધો મેં લીધો છે અને તેમાં મને તો બહુ આનંદ આવે છે કેમકે આખરે શું થશે તે હું જાણું છું અને તમારી બધાંની ઉથલપાથલ અને ઉછાળા શાંત રહી જોયા કરૂં છું.

માટે હાલ સૌ ભલે કૂદો, આપણા રામ તદ્દન શાંત છે. તમારી ઉતાવળ ઉપર આ શાંતિ કેવો જય મેળવે છે તે અગાડી દેખાશે.

હાલ લાંબું ટુંકું કાંઇ જ નહિ.

એ જ સુર

લડાઇમાં ગીતા સમજનાર અર્જુન થવું એ કેવું મુશ્કેલ છે તે આ પહેલી જ વખત તું દેખી શકશે.

૧૧૦—૨૪

લાહી ૨૪-૧-૯૬

વ્હાલા ભાઈ,

તારૂં લાંબું પત્ર વાંચી — ઓહો ! ઘણા પત્રો ઘણાના વાંચ્યા— મુસાફરીમાં Mrs. ના પત્રો જેવું મીઠું દુનિયામાં કાંઇ જ ન હતું પણ તે પણ આ તારા પત્ર જેવું નહિ — પત્રથી — કોઇ પણ પત્રથી મને એટલી લાગણી નથી થઇ તેમ કોઈ પણ કાવ્યની એટલી લીંટીમાંથી મને એટલું ગ્નાન નથી મળ્યું. ફરીફરીને વાંચ્યો. તે પત્ર રાખી મૂકત પણ " મર્મદારક ભસ્મ " રાખવી એ કાં તો નબળાઇ

છે કે માત્ર દુઃખ વ્હોરવા જેવું છે. વળી મને તો એવી જરૂર પણ નથી તેથી ફાડી નાખ્યો, હમણાં જ ફાડી નાખ્યો. કૈંક વિચાર આવે છે. "મૈત્રિ તૂટે છે" "તૂટી શકે છે" એ માન્યતા ઉડી ગઇ. "ભૂલાએ ભૂંસાએ પ્રણય નહિ એ સ્વાર્થ સ્વપનાં" એ બહુ સાચું છે. તારો મારામા કશો સ્વાર્થ ન હતો — નથી તેમજ મ્હારો તારામાં હતો નહિ અને નથી એ તારા કાગળે સાબીત કરી આપ્યું છે. પણ આ શું થયું? તને શું થયું? જૂદા પડી જવાનું — મનમાં તો તાલાવેલી છતા જૂદા પડી જવાનું ખરેખર કાઇ જ કારણ સમજાતું નથી. હમણા વળી એ સ્થિતિમાંથી એકદમ આવી લાગણી ઉછળી આવવાનું કારણ સમજાતું નથી. તને જ્યારે છાપેલા કાવ્યો મળશે ત્યારે તું આ વાચીશ —

"જન્મ ને જીવના કૃત્યો, છે આકસ્મિક સો અરે;
પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિ હાથ છે."

એવા શું આપણે પાસા ફેંકયા કે જેનો દા આવો દેવાયો? મણિ કહે છે તેમ બે ને બે ચાર થવા જોઇએ તેને બદલે કિસ્મતે "ઉલટના આંકડા" ત્રણ કરી દીધા. કરી દીધા તેમ લાગ્યું પણ આખરે તો બે ને બે ચાર જ, ઠીક છે હમણાં તો ભલે ત્રણ હો — જેમ ત્રણ પણ કારણ વિના થયા છે તેમ ચાર પણ પોતાની મેળે જ થશે.

કાવ્યો ભાવનગરમા છાપવા આપ્યાં હતાં પણ તેમાં એટલી ભૂલો આવવા લાગી કે આખરે એ બંધ કરી નિર્ણયસાગરમાં આપવા ઠરાવ કર્યો. કયારે તૈયાર થશે તે તો કહેવાય નહિ પણ માસ દોઢ માસથી તો શું વધારે વખ્ત જોઇશે? કાવ્યો બધાં આવશે, માત્ર એક "બીડી અને બીડીનો પીનાર" એ શિવાય. તને ઘણી નકલો મોકલીશ.

ફરીથી તારો સુ—

## ૧૧૧–૨૫

લાઠી ૨૦-૪-૯૬

કૃપાળુ......,

"કૃપાળુ" નહિ તો બીજું શું? શા માટે કૃપા વિના આ બધું હોય?

"વીંધાયેલું હૃદય" બહુ સારૂં છે. આ પત્ર પછી એ ફરીથી વાંચ્યું. બહુ થઇ. પણ કોના તરફથી થઇ ? મ્હારે ઘણું કહેવાનું છે પણ કોને કહેવું ? ... ... ...નો તો કાગળ હતો ! "Sir" એ સંબોધનથી હતો. તેનું તો કાંઈ નહિ. મ્હારી કવિતાઓ છપાઇ હોય તો વેચાતી મોકલવા લખે છે. પણ તે તો માત્ર મિત્રમંડળ માટે છપાવાની છે એટલે મેં લખ્યું છે કે તમે તે સ્વીકારો તો હું છપાતાં મોકલી આપીશ. એ પ્રસંગ લઇ લખે છે "I had the manuscript copies of all the poems kindly sent to me by *once* a very dear friend of mine Sursinhji who happened to be Thakore of—" આમાં કેટલું સત્ય છે ? પહેલું પત્ર જે ગોધામાં મળ્યું હતું જેમાં સહી કરનાર "An admirer" હતું. તે કોનુ "Admirer" હતું ? સુરસિંહજીનું, "Thakore of—" નું નહિ. સુરસિંહજીએ એવું શું કર્યું કે જેથી તેને "*once* a very dear friend" લખવું પડયું, અને તે જ્યારે રાજકોટ ગયો હતો ત્યારે મ્હોં સરખું પણ બતાવ્યું નહિ કે કોઇ મેળામાં સુરસિંહે સલામ કીધી ત્યારે તેનો પણ સ્વીકાર ન થયો ? હશે ! "Thakore of—" ની તેની Thakoreshipમાં કાંઇ ભૂલ થાય કે ગમે તે થાય તેમાં "Sursinhji" ના "Admirer"ને શું હતું ? એ admiration જો તે ઠાકોરની કાર્યકુશલતાથી ઉદ્ભવ્યું હોય તો તે રાજકાર્યની ભૂલથી જતું રહે એ વાજબી છે, પણ સાહિત્ય અને હૃદયથી ઉત્પન્ન થયેલું admiration રાજકાર્યની કુશલતાની ખામીથી કેમ જાય ? એક માણસ એકમાં સારો અને તે ગુણને લીધે મૈત્રિ થઇ, મૈત્રિ થયા પછી મૈત્રિ કરનાર તરફ તો તે કોઇ દિવસ બેવફા થયો નથી અને જે ગુણને લીધે મૈત્રિ થઇ તે ગુણ પણ ગયો નથી, તો પછી મૈત્રિ કેમ જાય અને તે "વીંધાયેલું હૃદય" કેમ કરી શકે ? એકમાં જેટલો સારો છે તેટલો જ બધામાં સારો છે એવી આશા રાખી નિરાશા મેળવી મૈત્રિ છોડનારને શું કહી શકાય ? કેટલાંક કાર્યો એવાં conflicting હોય છે કે એકમાં જે સારો હોય છે તે બીજામાં સારો નીવડી નથી શકતો. Conflicting

ન હોય તો પણ તેમ ઘણી વખ્ત બને છે. અલબત્ત એકમાં જે એટલો બધો સારો લાગ્યો તે બીજામાં તદ્દન નકામો થયો એ ખેદની વાત છે, પણ તેથી તે ત્યજી દેવાને પાત્ર નથી થતો. ખરૂં જોતાં તો એ ખેદ પણ અમુક વખતે ભુંસાઇ જવો જોઇએ... ... ને હું ચાહું છું કેમકે તે મને ચાહે છે પણ......અમુક લુચ્ચો કે ગમે તેવો કાર્ય-ભારી રાખે તેમાં......ને હું ત્યજી શા માટે દઉ ?......ની વખ્ત જતાં મેળે આંખ ઉઘડશે અને તેને યોગ્ય લાગે તે કરશે. વળી મને જે માણસ ખરાબ લાગ્યો તે જ સારો હશે તો ? અથવા સારો થઇ ગયો હશે તો ? પણ ગમે તેમ હો, ગમે તેમ થાઓ પણ એવી બાબતોથી હું..... ને છોડી દેઉં એ તો કોઈ રીતે વાજબી નથી જ. “ વફાઇ ના મળે જ્યાં ત્યાં ” એ ખરૂં છે, પણ એ બોલ કહેતાં જે માણસ લખનારના મનમાં છે તેને માટે તો એ ફરિયાદ સાચી નથી— માત્ર દુઃખી કરવા અને છોકરમતથી ઘડી કાઢેલી છે. “ બેવફાઇ ”ની કાંઇ વ્યાખ્યા તો હશે જ. તે B. A. LL. B. કેમ ન વીચારી શકે અને તે વ્યાખ્યા ઘડી કાઢ્યા પછી તે જેને માટે તે શબ્દ વપરાયો છે તેને લાગુ પડી શકે છે કે નહિ તે પણ કેમ ન વીચારી શકે ? બાકી Pesimist તો “ બેવફા ” ગમે તેને કહી શકે અને કહે તેનો ઉપાય નહિ તેને માટે પેટ શું બાળવું ? ઇશ્ક હકીકી શોધનાર ભલે શોધે પણ તેથી કોઇના પર વગર વિચાર્યે આરોપ મૂકી તેમ કરવું એ છાજતું નથી. જરા હજુ વધારે વીચારો — આપણી જ અને લખનારની પણ — સ્ત્રીઓને આપણે ચાહીએ છીએ — શામાટે ? તેઓ આપણને ચાહે છે — માટે જ. બીજી કઇ રીતે તેઓ ચહાવાને યોગ્ય છે ? આપણા શોખમાં તેઓ ભાગી થઇ શકે તેવી છે ? તે જ પ્રમાણે... . સુરસિંહને ચાહતો પછી તે ઠાકોર તરીકે ભલે “ ઢ ” નીવડે તેમાં તેના પ્રેમને શો બાધ આવ્યો ? આહુ શામાટે જવું ? પોતાની સ્ત્રી માટે જ જૂદો કાયદો અને એક મિત્ર માટે જૂદો કાયદો ! “ ગૃહીણી ” જેને કહીએ તે તે છે ? બાલકોને ઉછેરતાં આવડે છે ? સ્પેન્સરની “ કેલવણી ” પ્રમાણે કે કઇ થીયરી પ્રમાણે બાલકોને ઉછેરે છે ? એમાંનું કાંઇ નથી છતાં બંને એકબીજાને ચાહે છે.

શા માટે ચાહે છે ? કારણકે બંને એકબીજાંને ચાહે છે. તો સુરસિંહ ક્યારે......ને ન ચાહતો હતો ? પોતાની સ્ત્રી માટે તે રડિયો દેશે કે તેને કેલવણી બરાબર ન મળી હતી. સુરસિંહને રાજ્ય કેળવવાની શું કેલવણી મળી હતી ? એમનાં વહુ હવે શામાટે શીખતાં નથી ? જવાબ તૈયાર જ છે કે "આળસુ છે." ત્યારે એ "આળસુ" થવાનો પ્રેમમાં સુરસિંહને શા માટે હક ન મળે ? એક સ્થાને ક્ષમા અને બીજે સ્થાને શામાટે નહિ ? પણ આ બધું કોને કહેવું ? અરેરે ! સલામ સરખી પણ ન લીધી ? ભલા **મૈત્રિને સમયે** આપેલું present પણ પાછું વાળવું ? મ્હારે પણ તે પુસ્તક પાછું મોકલવું હતું પણ તે અરેરે ન બની શક્યું. Weakness ! Weakness ! બસ તે weakness માટે જ તેનો ત્યાગ ! કોની પાસે ફરિયાદ કરૂં ? હવે એ લપ મૂકી તમારા જવાબો લખી નાખું.

ગઝલ સારૂં છે પણ "વીંધાયેલા હૃદય" જેવું મને નથી લાગતું. હમણા હું ફિલોસોફી વાચતો નથી પણ એમર્સન વાંચવા વીચાર છે. હાલ તો વર્ડસવર્થનું છઠ્ઠું વોલ્યુમ વાંચુ છું. સંસ્કૃતની પહેલી ચોપડી પુરી કરી છે.

ગણો તો એ જ **સુ—**

એક વખ્ત મારાં કારણો......પાસે મૂકવા બહુ મન થાય છે. તે મને ચાહે છે અને હું તેને ચાહું છું છતા કમનસીબે આ સ્થિતિ છે. તેનું શું કરવું તે સુજતું નથી. આ સાથેનો કાગળ અને મને જે કાઇ લાગ્યું હતું તેના ઉભરા ઘણા નીકળ્યા છે પણ તેમાંના બે લખી મોકલું છું તે પણ......મોકલશો.

સુ—

## ૧૧૨–૨૬

લાઠી ૧૦–૬–૯૬

વ્હાલા......,

પત્ર મળ્યું. ખરેખર આપણે બધા આ આખી દુનિયા—ઘાણીના બળદ છે, ફરવું પણ આખરે ત્યાં ને ત્યાં જ. બીજે ક્યાં જઇએ ? એવા સખત લાકડાથી જોડાયા છીએ કે તે તૂટી જ શકે તેમ નથી.

......ને માટે પણ તમારૂં કહેવું બરાબર છે. પણ હવે એ મના-મણાનો સમય ક્યારે આવે ? ... ... ... ... ... ... ... ...

કાવ્યો મણિભાઇને મોકલી દીધાં છે. હજુ સુધી એક વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો તેને વિશેષ સતેજ કરવામાં જટિલનું એક પ્રશ્ન "પ્રીતિ વધે ? નીતિ વધે ?" બહુ કામ લાગ્યું. તે જ વિચારને બંને પક્ષથી પૂરો ઇનસાફ આપવા "હૃદય ત્રિપુટિ"માં મેં યત્ન કર્યું છે. અને એકને ચાહતાં છતાં બીજાને ચાહતાં શું વિક્ષેપ આવવા જોઇએ વિ૰ ત્રિપુટિની જ લાગણીવાળા બીજાં કાવ્યો ન્હાનાં ન્હાનાં લખાયાં છે. તે જ માત્ર આ પ્રસંગે મોકલેલ છે અને તે જ તમને મળશે. તે જ્યારે ફુરસદ હોય ત્યારે વાંચશો અને તેને માટે શું અભિપ્રાય છે તે લખશો. બીજાં કાવ્યોની નકલ કરાવતાં બહુ વખત જાય તેમ અને તે લખનાર કારકુન સિક રહ્યા કરે છે તેથી તે તો આપણે મળશું ત્યારે વાંચશું. નોટબુકો હું સાથે લેતો આવીશ.

હાલ વિશેષ કશું લખવાનું નથી.

એ જ હતો તે જ સુ—

## ૧૧૩–૨૭

લાઠી ૮–૮–૯૬

**પ્રિય કવિરાજ,**

મુંબઈ પત્ર મળ્યું. હાલ એટલું દુઃખ શું છે ? દુઃખ શા માટે હોય ? કોને માટે દુઃખ ભોગવો છો ? કાંઇ વગર મહેનતે મળી ગયું હતું ? કાંઇ દોષ વિના તે ખોવાયું તેને માટે આટલો બળાપો ઘટતો નથી. "રોવાથી કૈં વધુ જરુરનાં કાર્ય છે સાધવાનાં" આ સંસારમાં દુઃખ ગોતશો તો દુઃખ મળશે અને સુખ શોધશો તો સુખ પણ તેટલું જ મળશે. "અનાયાસે આવ્યું વગર દુઃખ તે ત્યાગ કરજો." જેને માટે દુઃખ કરો છો તેના તો સ્વપ્નમાં પણ તમે નહિ હો તો પછી દુનિયા કે જેને તમારી કવિતાની જરૂર છે તેને વિસરી જેને તમારી જરૂર નથી તેને માટે દુઃખ શા માટે ? પણ તેમાં હું શું સમજાવું ? સમય પોતાની મેળે જ સમજાવશે.

## ૧૧૪–૨૮

લાઠી ૧૮–૯–૯૬

પ્રિય......,

હમણાં જ એમર્સનનું એક પ્રકરણ પૂરૂં કરી બેઠો છું. માર્ટિનો આવી ગયો છે — ચાર પુસ્તક છે. જોઉં છું અને વાંચવાનું મન થાય છે પણ એમર્સન હાલ તો છોડાય તેમ નથી. તે વાંચતાં વાંચતાં મને કોણ જાણે શું એ થાય છે?

પેલી ઇઝરાઇલની અને હૈદરની વાત વળી આજે મનમાં આવી છે. ઇઝરાઇલની વાત કરતાં હૈદરની વાત વધારે સારી રીતે ગોઠવી શકાય તેવી મને લાગે છે. તે વાત જ કવિતાના રૂપમાં મૂકવાનો વિચાર થાય છે. ......... . ...........................

હાલ એક નવો વિષય લખવાની ગોઠવણમાં છું. "ગોહેલ હમીરજી" નું એક કાવ્ય બનાવવા વિચાર છે. જો એ વાત બરાબર ગોઠવી શકાય તો વસ્તુ બહુ સારૂં છે.

અભ્યાસ કેવો ચાલે છે? આવતી રજામાં અહીં આવશો?

સ્નેહાધીન **સુરસિંહ**

## ૧૧૫–૨૯

લાઠી ૩–૧–૯૭.

વ્હાલા ભાઈ,

તારૂં પત્ર મળ્યું. ......................................

વળી મ્હારા હૃદયમાં કાંઇ ફેરફાર દેખાય છે તે પણ ખરૂં છે. મ્હારી ઓપ્ટિમિઝમની વાતોમાં કાંઇ છૂપું બહુ ઉંડું પેસિમિઝમ ભરાતું જાય છે. અને બહુ સમયથી લાગી આવ્યું છે કે દરેક માણસ મિત્ર વિનાનો જ છે. દરેક માણસની વાત તો ઇશ્વર જાણે પણ મ્હારે માટે તો તેમ જ છે. હાલનાં મ્હારાં કાવ્યો વાંચશો તો તેમાં પણ કાંઇ બહુ મોટો ફેરફાર લાગશે. એક હું આજે મોકલું છું. એ જ

તારો **સુ—**

## ૧૧૬—૩૦

લાઠી ૪-૭-૯૭

પ્રિય ભાઈ,

પત્ર મળ્યું.

......વિ૦ મોકલી દઇશ. મ્હારાં અગાડીનાં કાવ્યો — મ્હારે કહેવું જોઇએ કે —"ઓટોબાયોગ્રાફ" તરીકે વંચાયાં નથી. ન જ વંચાય — સ્વપ્નમાં જે વિચાર ન હોય તે ક્યાંથી કોઈપણ ઇશારા વિના જન્મ પામે? પણ એ કાવ્યો તેમ વંચાયાં હોત તો લાગત કે "ત્યજાયેલીને" એ કોઇ નવિન જ હૃદય માટેનો વિલાપ છે.

સ્નેહાધીન સુરસિંહ

## ૧૧૭-૩૧

લાઠી ૨૮-૮-૯૭

વ્હાલા ભાઈ,

ડાકટર સાહેબના અહીં લાવવા — એ આપને ભડકાવ્યા લાગે છે. પણ મને તો મેં લખ્યું તે પ્રમાણે આરામ જ છે. ડાકટર સાહેબને બોલાવવાનો હેતુ જ્વર તો ગૌણ હતો અને એઓ આવ્યા ત્યાર પ્હેલાં જ તે તો ચાલ્યો ગયો હતો. પણ ......ના અને મ્હારા ટાન્સેલ્સ પર શસ્ત્રક્રિયા કરવાના હેતુથી એમને બોલાવેલા હતા. ......નું ટાન્સેલ્સ તો કાપી નાખ્યું. તેને પણ તદ્દન આરામ છે. કુદે છે, રમે છે અને વિશેષ ખાતરી માટે ગઇ કાલે તળાવની પિકનિકમાં સાથે જ હતો. મારૂં ટાન્સેલ્સ તો દવાથી હજુ મટે તેવું છે અને તેથી કાપ્યું નથી.

ગઇ કાલે વર્ષાદ સારો આવ્યો હતો. પિકનિક લદબદ થઇ ગઇ હતી. મને મળવા ગાડી નહી હોવાથી જઇ શકાયું ન હતું. ચાવિ લઈ કામદાર ગયા હતા.

આપ સૌ આનંદમાં હશો. અત્ર સર્વથા કુશલ.

આપનો સુરસિંહ

## ૧૧૮–૩૨

લાઠી ૮–૧૨–૯૭

શ. શ. નં ——લ——

આપનું પત્ર વાંચી મને ખેદ થયો. આપના પૂજ્ય સ્નેહિને હું પણ કાંઇક પીછાનતો હતો અને એમના જવાથી આપને અને ઘણાંને શું થતું હશે એ હું કાંઇક સમજી શકું છું. હશે. કશો ઉપાય નથી ત્યાં ખેદ નિરર્થક છે. એ મધુર આત્માને આનંદમાં માની એનો વિચાર આવતાં આનંદ જ ઉપજાવવો વિશેષ ઉચિત છે — જો એમ કોઇ પણ પ્રકારે યત્ને બની શકતું હોય તો.

આપને ગુરુની અપેક્ષા ભાસે છે. મ્હારા પોતાના "જીવનનું કર્તવ્ય" હું પૂર્ણ સમજતો નથી તો અન્યને તેની સ્થિતિ અને સ્વભાવની છેક અજાણતામા શું બતાવી શકાય? છતાં — બંધું! હું તમને નિરાશા નહિ આપું. કોઇ ભૂલા પડેલા હૃદય માટે હમણાં જ મને એક નવો માર્ગ મળ્યો છે મને તેથી લાભ થયો છે. આપની સ્થિતિ કાંઇક મ્હારા જેવી હશે તો એ જ માર્ગે એ જ કે કોઇ અન્ય રીતીએ પણ એથી કદાચ આપને લાભ થાય. મણિભાઇ દ્વિવેદીની "ગીતા" આપ વાંચશો. વારંવાર વાંચ્યા કરશો. કબીર, રવિદાસાદિનાં ભજનોનું શ્રવણ મનન કરશો. હું જે કરૂં છું તે આપને બતાવી શકું છું. ઉત્તમ માર્ગ તો પોતા માટે પોતે જ કાઇ માર્ગ શોધી કાઢવો એ છે. છતાં આ બે વાતોમાથી કાળ વીત્યે આપને કદાચ શાંતિ મળશે. એક ત્રીજી વાત હું કરૂં છું. મ્હારૂં જીવનચરિત્ર તપાસું છું અને ઉંડી દૃષ્ટિથી પ્રથક્કરણ કરી કરી મ્હારી શક્તિ પ્રમાણે લખું છું. આવી ટેવથી પણ હૃદયને સારો ટેકો મળી શકે છે. જેની ગીતા વાંચવા હું આપને કહું છું તે મહાત્માનો જ જો આપ આશ્રય લેઇ શકો તો એ પણ મને તો કરવા જેવું ભાસે છે. મણિભાઇની ગીતા શરૂ કરતા પ્હેલાં આપને ઇંગ્રેજી આવડતું હોય અને યોગ્ય લાગે તો બે ત્રણ વખત મિસિસ એની બિસેંટની ગીતા વાંચી જશો. માણસ બહુ જ મુશ્કેલીથી પોતાનું હૃદય સમજી તેને દોરી શકે છે તો અન્ય હૃદયને ક્યાય ખેંચવા દોરવા યત્ન કરવામાં

મ્હારા જેવાને સાહસ ભાસે છે એ આશ્ચર્ય નથી. અંતે તો હું એટલું જ કહી શકું છું કે આપ વિચાર કરો અને શાંત વિચાર પછી યોગ્ય લાગે તેમ કરો.

## ૧૧૯—૩૩

લાઠી ૨-૧-૯૮

પ્રિય......,

પત્ર મળ્યું.............................................................

હમીરજી માટે જે કહો છો તે બરાબર છે. ત્રીજા સર્ગમાં શરૂ થતાં વર્ણનો બહુ શિથિલ લાગે છે પણ તેમાં એ જ્યાંથી અભિમન્યુ દાખલ થાય છે ત્યાંથી રસ ફરી શરૂ થતો હોય એમ મને લાગે છે.

ગુલાબસિંહ સરસ્વતીચંદ્રના પ્હેલા ભાગ જેવું તો નથી જ અને ઝેનોની વાંચ્યા પછી તો લાગે જ છે કે ઇંગ્રેજી પુસ્તકનું બલ આમાં આવી શક્યું નથી. અને છતાં મણિભાઇને જે એક વાત બધે કહેવાની છે તે આમાં પણ કહેવાઇ છે અને તે નવલકથામાં એવી સારીરીતે આવી છે કે બધું બહુ સુંદર અને ભવ્ય લાગે છે.

તમારો સુ—

## ૧૨૦—૩૪

લાઠી ૫-૩-૯૮

પ્રેમના વિચારો હાલ તો નીકળી જશે પણ — બાલયોગી! યાદ રાખજે એ વિના તૃપ્તિ થવાની નથી. એ ઉર્મિઓ નબળી પડી ભાસશે પણ છેક શમી જવાની નથી જ. સ્વીડનબોર્ગે એટલું તો મને દૃઢ સમજાવ્યું છે કે પુરુષ સ્ત્રી સ્નેહ વિના માત્ર અર્ધ જ પુરુષ છે, સદ્ગુણ વિનાની બુદ્ધિ જેવો છે.

## ૧૨૧—૩૫

વાળુકડ ૧૧-૬-૯૮

પ્રિય ગુરુજી,

પત્ર મળ્યું. વાંચી કાંઇ ખેદ થયો. દુનિયામાં બધાંય દુખી? મને કહો છો તો હું તો હું કરૂં છું તે જ બતાવી શકું. દુનિયામાં એક

એવું માનવી શોધી કહાડો જેને બધું કહી શકો અને તેને બધું કહો. કેટલાક સંકોચમય સ્વભાવ ઇચ્છા છતાં એમ કરી શકતા નથી પરન્તુ એકાદ વખ્ત દ્વાર ઉઘડી જશે તો હ્રદયનો ભાર ત્યાં વહ્યા કરશે અને ભાર નીચે કચરાઈ મરે કે રક્ત સૂકી જાય તેવું કદી બનશે નહિ. પછી દર્દનું અકસીર ઔષધ તો જ્યારે મળવાનું હશે ત્યારે જ અને તેઓ પોતામાંથી જ મળી જશે. દુઃખ હોય તેમાથી પણ લેવાય તેટલું સુખ લો. હંમેશાં ઉત્તર આપનારની સ્થિતિ હું લખું છું તેવી જ હોય છે, કાઇ વધારે સારી લાગે છે: બાકી સુખ સમજાયું નથી ત્યાં સુધી સુખી કોઇ નથી. પરંતુ કહેવું અને ગાવું એથી આરામ તો રહે છે. એમાં મને તો બહુ શ્રદ્ધા છે.

## ૧૨૨–૩૬

વ્હાલા ભાઈ,

તારો કાગળ મળ્યો. આટલો બધો ગુસ્સો શા માટે ?

પહેલી......ની વાત કરૂં પછી તારી વાત લખું. હવે મને લાગે છે કે આપણામાં મારા કેટલાક દોષોને લીધે કે એક વખ્ત તમને સુચના આપ્યા છતાં તમારી અધીરાઈને લીધે ધીમે ધીમે દિલ બગડતા જાય છે. એક વખ્ત એવો હતો કે જ્યારે આપણે ત્રણ એકબીજાના કાગળો આનંદથી વ્હેલા વ્હેલા ઉઘાડતા, અને હવે કવર પર પણ એ ઓળખીતા અક્ષરો જોઇ, અરેરે વળી શો કુવાડો પડવાનો એવો દિલમાં શેરડો પડે છે. આનું કારણ શું ? આનું કારણ હદની ઉપરથી જવું, અતિ નજદીક આવી જવું. માણસમાં અને દરેક વસ્તુમાં મને તો બે ગુણ લાગ્યા છે — ખેંચવું અને ધક્કો મારવો. અમુક હદ સુધી પ્રેમ ખેંચતો હશે અને પછી ધક્કો મારતો હશે ?

> "મિષ્ટ સૌ પેદા થયું પ્રેમસૃષ્ટિમાં
> હાથમાંથી મિષ્ટતમ થતાં ઉડી જવા."

નહિ તો આમ શા માટે થાય ? આપણા અને ખાસ......અને મ્હારા સંબંધનો શું પાયો છે ? હૃદય — સાહિત્ય — બસ. રાજ્ય નહિ અને રાજ્યની ખટપટ નહિ. મારો કારભારી ફલાણો થાય તો

બસ લાઠીનું પાણી પીવું નહિ એવી મતલબનું વાક્ય બોલાય એ કયા હૃદયની કે કયા સાહિત્યની હદ આવી ?......વળી વગર પૂછેલી સલાહની કીંમત શું ? કદાચ હું દુઃખમાં આવી પડીશ તો સ્પેન્સરના ધોરણ માફક મને પડવા દો. હું મ્હારી મેળે નીકળીશ, નહિ નીકળી શકું તો મદદ માગીશ અને માગું ત્યારે ટેકો દેજો તો તેની કીંમત થશે. ......ઠાકોર સાહેબની આ સંબંધે બહુ વખાણવા જેવી રીત છે — અને એ રીત તે રાખે છે એટલે શું તેને મિત્ર જ નહિ હોય ? અહોહો કેવું સુખ હતું ? તે બધું ખોયું અને હવે ઇશ્વર જાણે પાછું ક્યારે મળશે ? મને માઠું લાગ્યું નથી, હું દુઃખી નથી પણ તમારા દુઃખથી ખેદ થાય છે. હવે હું દુઃખી હઇશ એવું તો કદિ કલ્પશો પણ નહિ. મ્હારા સીધા રસ્તાઓમાં મને બહુ આનંદ મળે છે. તમે પણ એવા વિશ્વાસથી રહો તો દુઃખ જ નથી. ... ... ... હાલ એ જ.

કદાચ આ પત્રથી તને વધારે દુઃખ થશે પણ હું તો વધારે સુખ માટે જ માનું છું.

તારો સુર

## કલાપીના પત્રો : મ. ભાવસિંહજી ઉપરના

### ૧૨૩–૧

લાઠી ૧૮–૭–૯૮

**પ્રિય શ્રીમાન મહારાજા સાહેબ,**

આપને છેલ્લે ભાવનગરમાં મળ્યા પછી મને એટલું બરાબર સમજાયું કે સદ્‌ગુણ અને અમુક નીતિની ભાવનાઓ તરફ આપનો પક્ષપાત છે. સંગીતનો આપને શોખ છે અને કવિતાનો પણ તેથી કાંઇક હશે જ એવું અનુમાન હું કરૂં તો તેમા હું છેતરાતો નહીં જ હોઉં. જ્યાં જ્યાં કોઈ કળાની કે સદ્‌ગુણની મૂર્તિ મ્હારી દૃષ્ટિએ મદદને પાત્ર માલૂમ પડે છે ત્યાં આપની છાયાનો લાભ તેને મળે એવી ઇચ્છા મને થઈ આવે છે. મ્હારી ભલામણો અમલમાં મૂકાય કે ન મૂકાય તેથી મને માઠું લાગતું નથી. અને મ્હારી ભલામણોથી આપને કંટાળો નથી એવું સમજાયું છે. વળી હું જે કાંઇ શ્રમ આપવા ઇચ્છું છું તે કોઇની નહીં પણ સદ્‌ગુણની જ ખાતર છે; જેને પોષવો એ તો રાજાનું પ્રથમ કર્તવ્ય છે, એટલે આ પ્રમાણે હું છૂટથી લખી શકું છું.

આપની જ પ્રજામાંથી એક ગરીબીમાં, દર્દમાં પણ ચુસ્ત નીતિમાં ઉછરેલ માણસ આપની દૃષ્ટિ આગળ મૂકવા હું ઇચ્છું છું. અને તેને દૃષ્ટિપ્રસાદ મળશે એવી ઉમેદ રાખું છું. કવિ ત્રિભોવનદાસ કરી એક માણસ કવિતાના પ્રદેશમાં હાલ સારી રીતે પ્રખ્યાત પણ દુનિયાદારીની બેદરકારીથી છુપાઇ રહેલ મહુવાનો રહીશ કોઇ પણ રાજાની મદદને પાત્ર છે એમ મને સમજાયું. હું તેને દસ રૂપિયાનું

પેન્શન પણ આપું છું. વડીયાના બાવાવાળા પાંચનું આપે છે તો આપ પર તેનો પ્રથમ હક્ક છે. કોઇને પણ સપ્ત સત્ય કહી શકે, કદી પણ અંતઃકરણની ઉચ્ચ ભાવનાથી ન ડગે એવું ચરિત્ર આ કવિમાં દુનિયાદારીમા મેં પ્રથમ જ જોયું છે. અને તે ગરીબ બ્રાહ્મણ કોઇ પણ રાજાનો મિત્ર થવા યોગ્ય છે એમ મને સમજાયું. એની કદર દુનિયા કોઇ દિવસ કદાચ કર્યા વિના રહેશે નહીં. પરંતુ દુનિયા તેને છાયાપર ધરે તે પહેલાં આપ તેને છાયામા તેડી લ્યો એમાં જ ખરી મદદ છે. વ્યવહારમા રાજ્યનુ દ્રવ્ય ચાલી જાય છે. પરાર્થે પરમાર્થે પણ વ્યય થાય છે તેને ઝિંદગીમા આદર અને આશ્રય મળી જાય એ બહુ મોટા ઉપકારની અને આનંદની વાત છે.

હાલ ન્હાની ન્હાની કવિતા લખનારા ઘણા છે. લાંબી સાંકળની કળા હાલ કવિઓમા બંધ થઇ ગઇ હોય એમ લાગે છે, ત્યારે હું મોકલું છું તેવા કાવ્ય લખનાર આ એક જ કવિ છે. તેનું પ્રથમ કાવ્ય "વિભાવરી સ્વપ્ન" આપને મોકલું છું. આપ આખું કૃપા કરી વાંચી જશો અને અવકાશે વાંચવાનુ રાખો તોપણ તેના ત્રેવીસ અને ચોવીસ એ પૃષ્ટો તો વાંચી જ લેશો.

તસ્દી આપી છે તેને માટે ક્ષમા કરશો.

અત્ર કુશળ તત્રાસ્તુ.

શુભચિંતક — **સુરસિંહ**

## ૧૨૪–૨

લાઠી ૫–૧૨–૯૯

**પ્રિય શ્રી મહારાજા સાહેબ,**

આપના કાવ્યમાળાનાં પુસ્તકો સંબંધે હું કે વિશેપ સમજી શકું ત્યારે આપને લખવા મેં લખ્યું હતું. પ્રસંગ એવો બન્યો છે કે મી. પીંગળે (રાઓ સાહેબ) ભાવનગરથી અહીં આવ્યા છે. એમણે પુસ્તકો સંબંધે જે લખ્યુ છે અને જે આપને વંચાવ્યું છે તે મેં પણ વાંચ્યું અને કેટલીક વિશેષ હકીકત હું સમજ્યો. મી. પીંગળેનું સંગીત ઉપર એટલું પ્રતિષ્ઠિત મત છે કે એમણે કહ્યું તેથી વિશેષ મારે કહેવાનું નથી.

આપે બહુ શ્રમ લીધો છે તે પુસ્તકોને જોતાં જ સમજાય છે. વળી સુધારો પણ બહુ છે એ ત્રીજું પુસ્તક જોતાં નક્કી થાય છે. તો પણ આપના સંગીત માટે જે ઉચી આશાઓ જાણવામાં આવી તે પૂર્ણ થાય તેની ખાતર અને સંગીતમાં જે ઉત્તમ ગણાતું હોય તે પર આપની દૃષ્ટિ ચોટે તો કલાના ઉત્તમ માનવીઓને અને તેની માર્ફત કલાના ઉત્તમ અંશોને મદદ મળે તેની ખાતર — આપની મનોવૃત્તિ યોગ્ય કીર્તિ અને સુધારણા તરફ હોવાથી — મને જે ખામી જેવું દેખાય છે તે મારે અવશ્ય કહેવું જોઇએ. એમ કરવાથી એક મહાન્ કલા તરફની અને આપ તરફની મારી એક ફરજ હું અદા કરી શકીશ. રાજા પુસ્તકો લખે ત્યારે યોગ્ય વખાણ પણ વધીને બહાર આવે એ નવાઇ નથી. એટલે આપની પ્રવૃત્તિમાં જે શુભાશ છે તે તો પૂર્ણ રીતે આપે જાણ્યા જ હશે. ખરો ઉપયોગ અને હિત ખામીઓ જાણવામા છે તેથી મને સુજી શક્યું છે તેટલું હું આપને કહીશ. પ્રથમ સંગીત સબંધે અને પછી થોડું કવિતા સંબંધે કહીશ. આપ ખુશામદથી દૂર રહી શકો છો તેથી મારૂં કહેવું સાર્થક થશે એવી આશાથી કહીશ.

સંગીત એ માનવીની પહેલી કલા છે અને સૌથી મોટી છે. તે નાની નાની ભાવનાથી શરુ થઇ પ્રભુની પ્રાર્થના જેવી ગંભીર ભાવના સુધી જાય છે. બાલકને માતા હાલરડાં ગાય છે અને એકાંતવાસી ઋષિઓ પણ ગાતા હતા. હાલ તો સાધારણ સંસાર ગાયનને નાટકમાથી મેળવતો હોય એમ દેખાય છે. હાલ એ વાત સંભળાતી જણાય છે; એક તો એવી કે નાટકે રાગને નવીન જીવન આપ્યું છે અને બીજી અને તેથી છેક વિરોધી, નાટકીઆ ગાયનોએ રાગને બગાડયો છે એ. બીજી વાત કહેનારાં દુર્ભાગ્યે થોડાં છે અને એમાંનું કોઇ કોઇ નાટકમંડળીના મેનેજરને રાગ ન બગાડી નાખવા કહે છે તો ઉત્તર એવું મળે છે કે તેમ કર્યા વિના પેટ ભરાતું નથી. આ વાત ખરી છે. પરન્તુ એ દુર્દશાનું બીજ તો હાલનાં નાટકોની સ્વાર્થ-બુદ્ધિ જ છે. સ્વાર્થ આવે છે કે કલા નષ્ટ થાય છે. કેમકે ઉદાર ભાવના પ્રકટાવવાનું જ કલાનું કાર્ય છે. આપને કશો સ્વાર્થ નથી,

આપને કશી પરવા નથી; આપ ઇચ્છો તો ઉત્તમ ભાગને ગ્રહણ કરી શકો અને ઘણાને કરાવી શકો. નાટક ભલે મુંબાઇના સમાજને રાજી કરે, આપ આર્ય સંગીતને ફરીથી જીવન આપો એવી જરુર કોઇ પણ આપ પાસે આશા રાખે

હાર્મોનીઅમ, પીઆનો — એ વાજાં સારા વીલાયતી ગાયકોને પણ બહુ અપૂર્ણ લાગે છે. માત્ર કુદકા મારવાનું ત્યાં બની શકે છે અને તે પણ સાચા અને શુદ્ધ સ્વરોની ચાવીઓ પર નહી. રાઓ સાહેબનું આપ્યું પુસ્તક આપ વાચશો તો તે સર્વ બરાબર સમજી શકાશે. આપ જાતે શ્રમ લઇ શકો છો, ઉત્સાહ રાખી શકો છો તો સંગીતનો સાચો વિચાર આપી શકે તેવા વાજાં અને તેવા કળાવાનની માર્ફત સંગીતને સ્વીકારો. મિશ્રણો કરતા શુદ્ધ રાગોને થોડો કાળ પણ પૂર્ણ શ્રમ લેઇ શીખવાનો નિશ્ચય કરો. આપને થોડા જ કાળમાં જરૂર સમજાશે કે આપ વિશેષ ઉચ્ચ ભૂમિકા પર અને વિશેષ આનંદમય ભૂમિકા પર અને વિશેષ નિર્મલ સુખમા વિહરો છો. સીતાર, તાઉસ, બીન, દીલરુબા એમાનું એકાદ વાજું અને એકાદ પ્રતિષ્ઠિત ઉસ્તાદને આપ અજમાવી જુઓ. આપને કીર્તિની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે પણ કીર્તિ જે જે મેળવી ગયા છે તે દુનિયાની પાછળ નહીં પણ જે ઉત્તમ હોય તેની પાછળ ચાલ્યા છે અને એવાઓની પાછળ વહેલીમોડી દુનીઆ પોતાની મેળે દોરાઇ આવેલી છે. મહાન પુરુષોને હમેશા દુનીઆ કોઇ બીમારીમા પડેલી દેખાઇ છે, અને તેથી પ્રથમ કડવું ઓસડ પાવાનું તેના નસીબમા લખેલુ હોય છે. જે કીર્તિ એકદમ ચમકી આવે છે તેની જીદગી ટુંકી હોય છે કેમકે તે પ્રથમ સાકર જેવી લાગતી પણ અંતે ઉપયોગહીન ભાસે છે આપનું નામ નાટકોના ગાયનોમા ઘુંચવાઇ રહે તેના કરતા સંગીતને ફરી જીવન આપનાર સ્થંભ જેવું કાયમ રહે એ બહુ ઇચ્છવા જેવું છે અને એ આશાથી હું આ બધું કહું છું.

હવે કવિતા સંબંધે થોડું. આપનાં પુસ્તકો ' સંગીત માળા ' ના નામથી બહાર આવ્યાં છે અને જેટલા પાના કવિતામા રોકાયાં છે તેથી વિશેષ સંગીતના વિષયથી ભરેલાં છે. સંગીત મુખ્ય અને કવિતા

ગૌણ છે. એ યોગ્ય જ છે. એ કલાક સરખી રીતે કોઇ જ જાણી શકતું નથી એમ સંગીત કવિતા કરતાં કૈં જ ન્યૂન નથી. એટલે જે છે તે બરાબર જ છે. આપ નીતિના બોધ અને સદાચારને મુખ્ય રાખીને કવિતા લખો છો એ બહુ આદરણીય છે. હાલ તો એમાનો એક પણ બોધ હૃદયમાં કોઇ રાખે તો બહુ જ લાભ છે. પરન્તુ એક વાત યાદ રાખવા જેવી છે. બોધ ગુરુથી મિત્રથી અને સ્ત્રીથી એમ ત્રણ જુદી જુદી રીતે મળે છે. કવિતા સ્ત્રીની પેઠે બોધ આપનારી છે. તે કદી સીધો બોધ આપી શકતી નથી. જુદા જુદા રસમાં છુપાઇને એ પ્રથમ તો માનવીનું હૃદય કોમળ કરે છે. અને કોમળ થયુ એટલે હૃદય પોતાની મેળે પ્રભુ તરફ વળે છે. એ સંબંધે તો એટલુ જ કહેવાનું કે સંગીતમા તેમજ કવિતામા એ કાર્ય વધારે સહેલુ છે. સારા કવિયોને અને ટીકાકારોને આપ વાચ્યા કરો તો એ જ ઉત્તમ ગુરુ બની શકશે.

આપ સત્ય જાણવા ઇચ્છો છો એટલી મારી ખાત્રી છે તેથી જ મારા મનમા હતું તે સર્વ આપને કહ્યું છે. જે કહ્યું છે તે એમ સમજીને કહ્યું છે કે આપ સંગીત જાણવાની ઇચ્છા ધરાવો છો. આપને બહુ ઉપાધિઓ છે. બહુ પ્રવૃત્તિ છે. બહુ ચિન્તાઓ પણ હશે — એ બધામાથી માત્ર આરામ લેવા ખાતર સંગીત તરફ આપની પ્રવૃત્તિ હોય તો જે છે તે પણ ઘણુ છે. ઠઠ્ઠામશ્કરીમા બહુએ માણસો આરામ મેળવતા હશે, તેના કરતા તો આ ન મુકાબલો થઈ શકે તેટલું સારૂં છે, પણ જે આળસુ છે તેની પાસે આશા નથી. એટલે આપ શ્રમ લીઓ છો તો વિશેષ શ્રમ આપવાનું મન થાય છે, અને છેવટ એટલું કહેવાનું તો દિલ થયા વિના નથી રહેતું કે જે કોઇ કલા આપ હાથમા લીઓ તે તેના ઉત્તમ અંશોને ગ્રહણ કરીને લીઓ એમા વિશેષ આનન્દ અને વિશેષ કીર્તિ છે.

સ્પષ્ટતા અને બાહ્યોપચાર ઘણી વાર સાથે રહી શકતા નથી, તેથી કશો અવિવેક થનો હોય તો ક્ષમા કરશો.

શુભચિંતક
**સુરસિંહ**

## કલાપીના પત્રો: ‘ લલિત ’ પરના

### ૧૨૫–૧

લાઠી ૧૬-૧-૯૮

પ્રિય જન્મભાઈ,

× × × દુનિયાનાં સુખદુઃખમાંથી કાંઇ અમૃત જોનાર અને બતાવનાર ઋષિ એમર્સનનાં એ પુસ્તકો આજે મોકલું છું. તે સ્વીકારશો અને અવકાશે વાચશો. મને પોતાને જે કાંઇ એ વાંચતાં થયું છે તેથી હું એટલું તો કહી શકું છું કે એ હૃદયનું મનન કરતાં એ હૃદયને ઉકેલતા કોઇપણ હૃદયનું દર્દ પોતાની કટુતા છોડી કાંઇ માધુર્ય ધર્યા વિના રહેશે નહિ. દુઃખમાં સુખ છે — સુખ જ છે અને દુઃખ એ તો માત્ર જ્ઞાનનો માર્ગ છે, કુદરતમા વિષમતા સંભવતી જ નથીઃ એ જ એ પુસ્તકોનો ઉદ્દેશ છે. આપને એમાંથી નક્કી બહુ આનંદ આવશે.

શુભચિંતક
**સુરસિંહ**

### ૧૨૬–૨

લાઠી ૧–૨–૯૮

**પ્રિય બંધુ,**

આપ ઇચ્છો તેમ જ મ્હારા જન્મદિવસે પત્ર મળ્યું. એ હૃદયની લાગણીઓ માટે આભાર માનું છું × × × × પત્ર ઉતાવળે અને ટુંકું લખું છું. દીર્ઘ પત્રની જરૂર પણ શી છે?

કાવ્યો લખતા હશો. મને તો એ કાવ્યો વાંચી ખરેખર બહુ જ આનંદ થાય છે. કાંઇ લખવાની શ્રદ્ધા થાય છે પણ અવકાશ નથી. અને લખવાની શી અપેક્ષા?

એમર્સનનાં બીજાં બે પુસ્તકો મોકલું છું × × × × વિશેષ તો અન્ય વખતે.

સ્નેહાધીન
**સુરસિંહ**

## ૧૨૭-૩

લાઠી ૧૦-૨-૯૮

પત્ર મળ્યું. જે કાંઇ હૃદયનું હોય છે તેને ગમે તેવા નીચ કે ઉચ્ચ હૃદય સાથે સામ્ય હોય છે. કેમકે એ જ સુધારણાની આશા છે. અને આપનાં કાવ્યો સદા જ હૃદયનાં અને તે મને કે કોઇને પણ રુચશે.

મને રુચે છે એમ કહેવામાં ઉત્તેજન જેવું કશું નથી. કવિતાને પોતાના હૃદય સિવાય કોઇ જ ઉત્તેજન આપી શકતું નથી. કેમકે એ પ્રવાહ જ્યારે જ્યારે અટકે છે ત્યારે કોઇપણ બાહ્યોત્તેજન તેને ઉત્પન્ન કરી શકતું નથી: એ તો આપે પણ અનુભવ્યું જ હશે.

હું હજુ કવિતા લખી શકું છું. પુસ્તક છપાવવું જ છે એટલે અને કાંઇ આળસથી મોકલતો નથી. છતાં એક કાવ્ય* તે સારું હોવાને લીધે નહીં (પ્રભુ જાણે એ કેવું હશે) પણ ટૂંકું હોવાને લીધે લખું છું.

એમર્સન વાંચી રહો ત્યારે કહેશો. એથી કોઈ મહાન હૃદય હમણાં મ્હારા હાથમાં આવ્યું છે તે સ્વીડનબર્ગ — પછી મોકલીશ.

સુખી હશો.

સ્નેહાધીન **સુરસિંહ**

## ૧૨૮-૪

લાઠી ૨૮-૨-૯૮

આપનું પત્ર મળ્યું. નિત્ય શું લખવાનું હોય? પરંતુ આપે પૂછેલા પ્રશ્નનું ઉત્તર આપવું જોઇએ.

આપે કવિતાનો વિષય ચર્ચ્યો છે. કવિતા કેવી હોવી જોઇએ તે હું પોતે બહુ સમજતો નથી. પણ જેઓને હું સારા વિવેચકો

---

* અશ્રુની સૈયારી ધારા

માનું છું તેમના સહવાસથી એટલું સમજવા શીખ્યો છું કે કવિતા અવશ્ય કલા સાથે જ હોય, જે કલા હાલ અત્ર નથી. 'કવિ' અને 'કવિતા લખનાર' એ બે જૂદાં જ પ્રાણીઓ છે, હૃદયનાં અશ્રુ સર્વ પ્રકારે ઉત્તેજનને પાત્ર છે પરન્તુ એ હૃદયનાં અશ્રુ જેટલાં વધારે ઉદાર હોય તેટલાં કવિતામાં ગણાવાને વિશેષ પાત્ર હોય એ તો આપ પણ જાણો છો જ. કવિ કવિ છે કેમકે તે ઉદાર છે. હાલ અત્ર કવિતા નથી કેમકે હાલ અહીં ઔદાર્ય નથી. હું આમ કહું છું ત્યારે આપ કદાચ ચમકશો પણ આપ જાણી શકશો કે ડેન્ટી કે બ્લેક હાલ અહીં જન્મતા નથી.

આપણી હાલની સારામાં સારી કવિતા શું સંસ્કૃત કે યુરોપના કવિઓ જે ત્રીજા વર્ગના કવિઓ ગણાય છે તેની સાથે મૂકી શકાય તેવી છે? ટોમ્સન કે મૂર જેવા પણ કવિઓ હાલ અહીં છે? કવિ તરફ આવી દૃષ્ટિથી જોનાર વિવેચક હાલની કવિતા માટે હલકું મત બતાવે એ શું સાચું જ નથી? પણ એમ થવાથી કોઇને નાઉમેદ થવાથી જરૂર નથી. જે માણસ એક સારી લીટી લખી શક્યો છે, તેને વધારે લખવાનો હક્ક મળી જ ગયો છે. પત્રમા કેટલું લખાય?

શુભચિંતક
**સુરસિંહ**

## ૧૨૯–૫

લાઠી ૪–૪–૯૮

આપનાં પત્ર મળ્યાં. આપ ભુલાયા હતા એવી ક્ષણ પણ શંકા કરવાની જરૂર નથી. કયાંઇ પણ સામ્ય જ્યાં એક વખ્ત દેખાયું તે કદિ વીસરાતું નથી — તે સામ્ય સમય ફરતા કદાપી જતું રહે તોપણ અને એથી જ સાચું છે કે:—

દિલ જાતા હે પર દિલકી મહોબ્બત નહીં જાતી

મેં હાલ નવું કાંઇ લખેલ નથી. હમીરજી અગાડી ચાલેલ નથી. આપ એવું કાંઇ લખવા ધારો છો તે જરૂર લખશો. ઉદ્‌ગારો કલામાં ગોઠવતાં બહુ મઝા આવશે. સર્વાનુભવી થતું જવાશે.

હાલ હું સ્વીડનબર્ગ વાંચું છું. બહુ આનંદ આવે છે. પ્હેલું પુસ્તક લગ્ન – સ્નેહનું જ લીધેલું છે. અર્ધ વંચાયું છે.

સ્નેહાધીન
**સુરસિંહ**

## ૧૩૦–૬

લાઠી ૧૦–૭–૯૮

આપનું ૨૦–૬–૯૮નું પત્ર મળ્યું. ઉત્તર આટલા બધા વિલંબે લખાય છે તેને માટે ક્ષમા કરશો.

+ + હવે મને આપની કવિતા વાંચી બહુ આનંદ થાય છે. મ્હારી પોતાની કવિતા તો હાલ પૂરી થઇ છે. હવે subjective તો બહુ જ થોડું લખાશે.

સરસ્વતિચન્દ્રનો ત્રીજો ભાગ વાચ્યો હશે. ગોવર્દ્ધનભાઇ તરફથી કશું નકામું તો નથી જ આવવાનુ.

+ + +

## ૧૩૧–૭

લાઠી ૧૯ ૧૦–૯૮

પત્ર અને કવિતા મળ્યાં. * મણિભાઇને પ્રસંગે મને જે લાગે છે તેને માટે મારી પાસે કશી ભાષા નથી. કવિતા તો ઓલવાઇ ગઇ છે. હૃદય દુઃખમાં પણ જ્યારે સ્મૃતિનું સુખ લેતું થાય છે ત્યારે જ કવિતા પણ રસ આપી શકે છે. ખેદની સ્થિતિમાં તો કાઇ જ થઇ શકતું નથી.

સુદર્શનનું કાર્ય આનંદશંકરે ઉપાડી લીધું છે. અને ગોવર્દ્ધનભાઇ વિ. તેમાં સહાય આપશે.

ગોવર્દ્ધનભાઇએ પોતાનો ધંધો છોડી દેઇ રિટાયર થઈ નડિયાદમાં રહેવાનું નક્કી કર્યું છે. હવેની ઝીંદગી લખવામાં જ ગાળવાનો એમણે નિર્ણય કર્યો છે.

---

* મણિલાલ નભુભાઇ દ્વિવેદી

## ૧૩૨—૮

લાઠી ૬: ૧: ૯૯

**પ્રિય જન્મભાઈ,**

પત્ર મળ્યું. હાલ + + વિચારોની પ્રવૃત્તિ એટલી બધી છે કે કાંઇ લખી શકાય તેવી સ્થિતિ નથી. + + રાજકોટથી આવ્યા પછી માત્ર એક ન્હાની કવિતા લખી છે. + + + તેમાં હૃદયનું રક્ત નથી.

હાલ લખવા કરતાં વાંચવા તરફ વિશેષ મન દોડે છે પણ તે એ અનવકાશથી બહુ બની શકતું નથી. વાલ્મીકિ રામાયણનું ઇંગ્રેજી પદ્ય ભાષાંતર વાંચું છું. તેમાં બહુ રસ પડે છે. બાકીનો કાળ તો હઝાર યત્ને ન મળે તેવા ઘડિયાળના કાંટા ફેરવ્યા કરવામાં જાય છે. પ્રભુએ કાંઈ વિચિત્ર દેખાય છે! હૃદયને ન ગમતું એવામા ફરજને મૂકવી એ એક જ માર્ગ તેને અનુભવ આપવાને મળ્યો હોય એમ લાગે છે. પરંતુ એમ છે ત્યારે જ કાંઇ શીખી શકાય છે, એમ માનીને હું પણ ઘસડાયે જાઉં છું. છતાં સંસારમાં દુઃખ કરતાં સુખ વધારે છે એ મ્હારી જૂની માન્યતા વધારે દૃઢ થતી જાય છે. અને તેથી થોડો આનંદ રહેતો નથી. પ્રભુ બહુ કૃપાળુ છે. મ્હારાથી ગવાય તો તે ગીત ગાવા હવે મન થાય છે. પરંતુ તે લાગણી બહુ બાલક છે. બાકી તો કુશળ.

શુભચિંતક
**સુરસિંહ**

# કલાપીના પત્રો : ગો. મા. ત્રિ. ઉપરના

## ૧૩૩–૧

લાઠી ૨૭-૧૦-૯૨.

**રા. રા. ગોવર્દ્ધનરામભાઈ,**

આપનું તા. ૮–૧૦–૯૨નું પત્ર મળ્યું. અને છબી પણ પ્રાપ્ત થઇ તેથી "ઉપકૃત થયો છું" તે કેટલી વખત લખું?

આપ અમારું અને અમારી વસ્તીનું શુભ ઇચ્છો છો અને કામના પૂર્ણ બોજા છતાં દેશની ઉન્નતિ માટે કાર્યો કર્યાં જ કરો છો, એથી જ અમે સૌ આપના શિષ્યો થશું. અને આપના વિચાર સમજી તે પર વિચાર કરશું તો અમારું અર્થાત રાજા પ્રજા સમસ્તનું શુભ થશે

સરસ્વતિચન્દ્રના ત્રીજા ભાગમાં હવે કઇ જાલ વર્ણાશે તે જાણવા ઘણું મન આતુર છે.

સ્નેહાંકિત

**સુરસિંહના** દંડવત્ પ્રણામ.

## ૧૩૪–૨

લાઠી ૩૦–૧૨–૯૨.

**રા. રા. ગોવર્દ્ધનરામભાઈ,**

આપનું તા. ૨૬મીનું લખેલ પત્ર મને આજે મળ્યું. દર્શનમાત્રથી આનંદ થયો પણ આપના કુટુંબમા વ્યાધિ છે એ જાણી સ્નેહાર્દ્રતાસુલભ ખેદ થયો. ઇશ્વર આરામ કરશે.

ગુર્જર વર્ગ અને ખાસ રાજાઓ તો આપના અતુલ આભારી છે. કોઇ એમ કહે કે દેશહિત કરવા મને અવકાશ નથી એ આપ જેવા ઉદ્યમી ગૃહસ્થોએ જૂઠું છે એમ સાબીત કરી આપ્યું છે. "મણિરાજનું જનરાજ્ય" અમને બોધ આપનારૂં થશે અને

"સરસ્વતિચન્દ્રનું મનોરાજ્ય" એ નામ જ બતાવી આપે છે કે સરસ્વતિચન્દ્રે કહેલ વાક્ય "જહાંગીરી ફકીરી એ લલાટે છે લખાવી મેં" સાચું પડશે, કરુણામા ગ્રંથસમાપ્તિ થશે, ચન્દ્રના કર કુમુદને વિકસાવશે નહીં, ચન્દ્રકાન્ત દ્રવતો જ રહેશે.

"એના માર્ગ જૂદા હતા; દિશા એક હતી. અનેક આંખો એમની પાછળ ખેંચાતી હતી અને એમના માર્ગ શોધતી હતી. પણ દેવની ઇચ્છા કઇ દિશામાં દોડે છે તેની તો માત્ર કલ્પના જ હતી."*

માર્ગ શોધતી આંખો ઘણી છે, અને દિશાના માત્ર કલ્પના જ છે; દૈવની ઇચ્છા જાણવા ઘણા આતુર છે માટે યોગ્ય લાગે તે કરવું.

"નવલગ્રંથાવળા"નો કેટલોક ભાગ મેં વાંચ્યો છે અને જીવનકથા વાચી આપની ઉદારતાથી આનંદ પામ્યો છું. દુર્જન સાથે જન્મારો ગાળ્યા કરતા સજ્જન સાથેની ઘડીને બલિહારી છે. તે જીવનકથા મને મોકલશો — આપ મને સંભારો છો — તેથી ઉપકૃત છુ.

રાજકુમાર કૉલેજમાં મેં અભ્યાસ કર્યો છે તે નામનો જ છે. રાજકુમાર કૉલેજ ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડું ભણે છે. આ કૉલેજમા ભણનારને વિદ્યાથી ભાગ્યે જ પ્રીતિ હોય છે એ દેશનાં નસીબની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી. કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો અભ્યાસ થતો. મ્હારો વિચાર મેટ્રિક પસાર કરી આર્ટસ કૉલેજનો વિદ્યાર્થી થવાનો હતો. પણ રાજાઓ અને ગરાસીઆ વિદ્યાના ઓરમાન દીકરાઓ છે. પાંચ વર્ષથી નેત્રવ્યાધિથી હું હેરાન હતો, માત્ર અર્ધો કલાક વાંચી શકતો. મુબઇના ડાકટર મેકોનાકીની દવાથી આરામ થયો અને થતો જાય છે. ગ્રેન્યુલેશનની વ્યાધિ મને છે. દવા નિયમિત રીતે જારી વાપરવી પડે છે. હાલ હું પાંચ કલાક વાચી શકું છું, અને તેટલું વાંચુ છું. પણ મ્હારી આશા હવે પુરી થશે નહિ.

દરરોજ એક કલાક કાયદાનો અભ્યાસ કરૂં છું. એક કલાક ઇંગ્રેજી પુસ્તકો વાંચું છું. હાલ સ્માઇલ્સનાં પુસ્તકો વાંચું છું. ત્રણ

---

* સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી

કલાક ગુજરાતી પુસ્તકો વાચું છું. હજી સુધી મેં ગુજરાતી જ વાંચ્યું છે. કૉલેજ છોડયાં મને એક વરસ થયું. ત્યાર બાદ "ડયુટી"નું પુસ્તક મેં હમણાં જ હાથમાં લીધું છે, અર્થાત્ મેં ઇંગ્રેજી વાંચવું હમણાં જ શરૂ કર્યું છે. ગુજરાતી ઘણાં પુસ્તકો વાંચી ગયો, એટલાં વાંચ્યાં છે કે ગુર્જર ભાષાનાં સારાં પુસ્તકોમાં એવું ભાગ્યે જ નીકળશે કે જેનું મેં મનન ન કર્યું હોય. પ્રેમ અને પર્યેષક પુસ્તકો મને અતિપ્રિય છે. પ્રેમ વાચવો એ આનંદ અને આંસુ લાવે છે, ફિલોસોફી વાંચવી એ મને ગંભીર સુખ આપે છે. ગુર્જર ગિરાથી સંતોષ ન થયો તેથી ફિલોસોફી માટે ઇંગ્રેજી અને પ્રેમ માટે સંસ્કૃત શીખવા નિશ્ચય કર્યો છે. સંસ્કૃત "પ્રેમ માટે" કેમકે સંસ્કૃત ફિલોસોફી વાંચી અને સમજી શકું તેટલું તે ભાષામાં મને જ્ઞાન મળશે કે નહિ તે શંકાભરેલું છે. ગુજરાતી વાચન તો જારી જ રહેશે. ગુજરાતીમાં હમણાં હું ગ. રા. મણિલાલભાઇ કૃત "સિદ્ધાંતસાર" વાચું છું. આપ જે જે વાચવા મને સૂચવશો તે અવશ્ય વાંચીશ. આપ આવો સ્નેહભાવ રાખો છો તેથી હું આપનો કેટલો આભાર માનું?

અત્ર સર્વથા કુશલ છે. ત્યા પણ તેમ જ હશે

લિ આપના **સૂરસિંહના**

સચ્ચિદાનંદ સ્મરણપૂર્વક નમસ્કાર

## ૧૩૫–૩

લાઠી ૧૧-૧-૯૩

**સ્નેહી ગોવર્દ્ધનરામભાઇ**

આપનું તા. ૫નું કૃપાપત્ર, પુસ્તકો—સ્નેહની નિશાની અને આશિર્વાદ સાથે સુબોધ મને મળ્યાં; તે મને શિરમાન્ય છે; તેથી હું આપનો આભારી થયો છું.

વિદ્યાને માતાને સ્થાને રાખવા કરતાં સ્રીને સ્થાને રાખવી એ જ ઉત્તમ છે અને મ્હારું આખું આયુષ્ય વિદ્યાપરાયણ રહે એ જ હું ઇશ્વર પાસે માગું છું. આ રાજ્ય (કાઠિયાવાડી રાજ્ય) ખટપટમા ઉત્તમ મિત્ર વિદ્યા જ છે. અને સુમાર્ગ બતાવનાર પણ પુસ્તકો સિવાય બીજું ભાગ્યે જ મળી આવે છે. આપે ટિપ્પણમાં લખેલ બધાં પુસ્તકો મેં મંગાવ્યાં છે અને દરરોજ એક કલાક હું ઇંગ્રેજી પુસ્તકો વાંચવામાં

ગાળું છું તેનો દોઢ કલાક કરી તે પુસ્તકો હું વાંચીશ. 'શાંતિ પર્વ' મેં વાંચ્યું છે અને 'અનુશાસન પર્વ' હું વાંચી નાખીશ. કાયદામાં મેં ઘણું જ થોડું વાંચ્યું છે. 'પિનલ કોડ' પુરો કરી 'ક્રિમિનલ પ્રોસીજર કોડ' વાંચુ છું. કાયદામાં તો હાલ બધા ચાલતા કાયદા એટલે 'સિવિલ પ્રોસીજર, કોન્ટ્રેક્ટ એકટ, હિન્દુ મોહમેડન લૉઝ' વગેરે વાચવા વિચાર છે. અહીંના ન્યાયાધીશ સાથે હું વાંચુ છું. સંસ્કૃતમાં તો માત્ર પહેલી પ્રાયમર જ વાંચી છે. પછી આર્યાવર્ત પ્રવાસમાં જવાનું થયું અને વાંચવું બંધ રાખ્યું. બે ત્રણ માસ પછી પાછું શરુ કરવું છે. સંસ્કૃત જાણવું એ મ્હારો નિશ્ચય છે.

સાહિત્યનાં પુસ્તકો મ્હારી મેળે જ વાચું છું — શિક્ષક કોઇ નથી.

મ્હારા જેવાને આપ જેવા સ્નેહી મળવા મુસ્કેલ છે અને મળ્યા છે તો દર્શનનો અતિ અભિલાષી છું. મુંબાઇ હું દોઢેક વર્ષ નેત્રવ્યાધિ દૂર કરવા ડોકટર મેકોનાકીની ટ્રીટમેંટમા રહ્યો છું, અને ત્યાં જવા હવે તો આતુર છું. પણ બે ત્રણ માસ અથવા તેથી પણ ટૂંક મુદતમાં મને રાજ્ય સોંપાશે, અને અત્રેની અવ્યવસ્થા દૂર કરવાનું કામ મ્હારા શિરપર આવી પડશે. ન્હાના રાજ્યમાં સારા માણસો સાધારણ પદરે ગોઠવવાં તે જરા મુસ્કેલીનું કામ છે. આ બાબતમા પણ આપને શ્રમ આપવો પડશે તો આપીશ. આવા રાજ્યકાર્ય આડાં હોવાથી છ સાત માસ સુધી તો હું ત્યા આવી શકીશ નહીં, તોપણ રાજ્ય સોંપાયા પહેલાં બનશે તો આવી જઇશ.

+ + +

લિ. આપનો
સુરસિંહ

## ૧૩૬-૪

લાઠી ૧૯-૬-૯૩

હું જ્યારે આર્યાવર્તનો પ્રવાસ કરવા ગયો હતો, ત્યારે મેં પત્રના રૂપમાં કશ્મીરનું વર્ણન લખ્યું હતું. જે ગૃહસ્થને આ પત્ર લખ્યું હતું તેમણે તુરત જ છપાવી બહાર પાડી દીધું. તેથી સુધારો વધારો કરવાનું કામ બાકી રહી ગયું. આ મ્હારા પહેલા પ્રયાસમાં

ઘણી ખામી હશે — હોવી જ જોઇએ — તેથી આપ જેવા વિદ્વાન પુરુષો પાસે સુધારો કરાવી એક સંશોધિત આવૃત્તિ બહાર પાડવા મ્હારો વિચાર છે. જોડણીની ઘણી ભૂલો હોવાને લીધે તે સુધારવા આપને વિનતિ કરવી એ આપને અતિ શ્રમ આપી અયોગ્ય કાલક્ષેપ કરાવવા જેવું છે. તેથી વિચાર અને શૈલીમાં આપને યોગ્ય લાગે તેવો સુધારો કરી મને ઉપકૃત કરશો. જોડણી માટે હું અહીં જ બંદોબસ્ત કરીશ. આપના ઘણા ઉપયોગી વખતમા મ્હારી આવી માગણી માટે મને ક્ષમા કરશો.

\+ \+ \+

લી. આપના
**સુરસિંહના** નમસ્કાર

## ૧૩૭–૫

લાઠી ૧૯–૧૦–૯૮

**પ્રિય ગોવર્ધનભાઈ,**

મણિભાઇ દ્વિવેદીનો સ્વર્ગવાસ એ આ પત્રનું મૂલ છે.

અમુક વર્ષો પહેલા મ્હારું પ્હેલું પત્ર આપને મળ્યું હતું તે અરસામાં મ્હારૂં તેવી જ જાતનું એક પત્ર મણિભાઇ પર પણ ગયું હતું. સમય જતો ગયો તેમ આપના તરફની મ્હારી ભાવના હતી તે જ રહી, કાંઇ વધતી પણ ગઈ, કાંઇ સ્પષ્ટ પણ થતી ગઇ. આપના દર્શનનો લાભ પણ ચાર પાચ વખ્ત મળ્યો. પરન્તુ મણિભાઇને વિશેષ વ્યવસાય ન હોવાથી કે પ્રભુ જાણે શાથી એઓ આ હૃદયની બહુ જ પાસે આવ્યા હતા. હું એમને મિત્ર કરતાં ગુરુ વિશેષ ગણુતો હતો, અને રાજ્યમાં દિવાન પર રાજા હોય છે પરન્તુ દિવાન અને રાજા બન્ને પર રહી શકે તેવા કોઇ પુરુષની મને જે અપેક્ષા સમજાઇ છે તે એમનાથી પૂરી પડતી હતી.* હું મ્હારું હૃદય એમને કહી શકયો હતો અને એઓ દોરે ત્યાં થોડું ઘણું દોરાઈ શકયો હતો. પરન્તુ એ તો ગયા. એમના જવાથી મને જે દુઃખ થયું છે તે કોઇને

* રા. રા. તાત્યા સાહેબને લાઠીના દિવાન લેખે સ્વ. સુરસિંહજીએ સ્વીકારેલા સ્વ. મણિભાઇ નભુભાઇની જ ભલામણ ઉપરથી.

કહેવાથી હવે લાભ રહ્યો નથી. હું ગમે તેમ પણ આનંદમાં રહું છું. પરન્તુ મને આસપાસ ઘણી વખ્ત જે અંધાર લાગે છે તેમાંથી કોઇ પણ માર્ગ બતાવનાર મળી આવે એવી તપાસ કરતી દૃષ્ટિ અંતે આપ પર વિરમે છે. આપમાં એવું સ્થાન મળી આવતાં ખોવાયેલ માટે કાંઇ નવા પ્રકારનું દુઃખ પણ થાય છે. પરન્તુ — એ દુઃખની વાત ન કરૂં તો — એક પ્રકારનો સંતોષ પણ થાય છે. કારભારી અને રાજા વચ્ચે ઘણી વખ્ત ન્હાની મોટી વાતોમાં મનભેદ રહે છે અને તેવે ગંભીર સમયે રાજા ઉપરી હોવાથી તેના જ વિચારો અમલમા મૂકી દેવા એ ઠીક લાગતું નથી. આવે સમયે રાજા કારભારી* અંતે જે પર વિશ્વાસ રાખી શકે તેવા તટસ્થ અને સમર્થ પુરુષની જરૂર જણાય છે. અહીં પણ તેવી જરૂરિઆત ઘણી વખ્ત આવે એવે સમયે અમે હવે આપની પાસે આવીશું એમ જ ટૂંકામા કહેવું ઠીક છે. મને અને મ્હારા કારભારીને બન્નેને આપમાં એટલી શ્રદ્ધા છે. વળી આપ હવે તુર્ત રિટાયર થવાના છો, તેથી કોઇ કોઇ વખ્ત અત્ર પધારતા જશો, આ રાજ્ય અને તેની સ્થિતિને જોતા જશો, અને સૂચનાઓ પણ આપતા જશો. આવા કાર્યમાં આપને પણ આનંદ મળશે એવી મ્હારી ખાતરી હોવાથી જ કશા ઉપોદ્ઘાત વિના આ પ્રમાણે લખું છું.

\+ \+ \+

## ૧૩૮—૬

લાઠી ૫–૨–૯૯

\+ \+ \+

દ્રવ્ય એ શબ્દ જ આપણા જેવા સંબંધમા મુકવાને આપને નથી રૂચતું તેમજ મને પણ એ દ્વારા તો કોઇને એ ઉપકારવશ મૂકવાની વૃત્તિ સરખી પણ ઠીક નથી લાગતી. ખરો ઉપકાર દ્રવ્યથી નથી થઇ શકતો. અહીં તો ઉપકારની પણ વાત જ નથી. છતાં સ્થૂલતામા આપણે હોઇએ ત્યા સુધી એટલે ઝિંદગી પર્યંત આપણે

---

* બે ચ

એવા સ્થૂલ સંબંધને છેક છોડી શકતા નથી. અને આપ અત્ર પધાર્યા તેની સ્મૃતિ ખાતર કાઇક કરવા મ્હારી સ્વઇચ્છા છે. તેમાં તો આપ પણ બાધ નહીં જ લ્યો. અને દ્રવ્ય સંબંધે તો એટલૂં જ કહેવાનું કે મ્હારી જરૂરીને સમયે આપનો ઉપયોગ હું કરૂં છુ તેમજ જરૂર જણાતાં વગર સંકોચે આપ પણ મ્હારો ઉપયોગ કરશો. એથી વિશેષ કાંઈ કહેવાનું હશે તો તે વખ્ને અગાડી કહીશ.

## ૧૩૯–૭

લાઠી ૨૯–૪–૧૯૦૦

\+ + +

પ્રથમ તો એ સવાલ છે કે મારી વૃત્તિ અમલમાં મૂકવી એ ધર્મ છે કે નહીં મને મારે પોતાને માટે એ વિચારમા કશું પાપ હોય એમ લાગતું નથી. અધર્મ હોય એમ પણ લાગતું નથી. મેં આટલા વિચાર તે સંબંધમાં કર્યા છે.

૧. રાજાની ગેરહાજરીથી દુશ્મનો ચડી આવવાના નથી. એ કાલ ગયો છે.

૨. રાજ્ય રાજા વિનાનું થતાં એજન્સી ( Agency ) પોતાની સત્તા કાઇ વધારે, એક પગલું અગાડી ભરે તેમા દેશના થોડા ભાગને પણ કદાચ કાંઇ નુકસાન થાય. આપે...... નો દાખલો આપ્યો છે. આ વાતનું ધ્યાન આપીને પણ કેટલુ થઇ શકે તે વિચારવા જેવું છે. દેશની ચડતી હોય ત્યારે યોગ્ય સ્થાને યોગ્ય માણસો હોય છે, નહિ તો એથી ઉલટું હોય છે એમ હું માનું છું. હાલ વેપારી થવો જોઇએ કે અન્ય કાંઇ હોવો જોઇએ તે રાજા જન્મે છે, અને રાજા થવાને યોગ્ય હોય તે અન્ય કાંઇ હોય છે એવું મને લાગે છે. પ્રભુની ઇચ્છા હશે તેમ થશે. હું અહિં રહીશ કે જઇશ તેથી કાંઈ જ થવાનુ નથી, તોપણ એટલો જ વિચાર કરી ચાલ્યા જવું એ યોગ્ય નથી. + + હું જાઉં કે ન જાઉ તેની અસર અન્ય રાજ્યોને નથી. અન્ય રાજ્યોને નથી તેમ તેવી હાનિ પણ આ રાજ્યને નથી. + + પણ મને લાગે છે કે મ્હારી ગેરહાજરીથી કશી હાનિ નથી. જેનું મન કાર્યમાં નથી, જે કાર્ય જોઇ શકતો

નથી, જે કાર્ય જોવા ઇચ્છતો નથી, એવા અન્ય રીતે ગમે તેટલા સારા રાજાના રાજ્ય કરતાં સરકારી રાજ્ય આવે એ ન્હાની જ હાનિ છે.

૩. પ્રથમ તો રાજ્ય હમેશ માટે છોડી દેવાની ધારણા હતી. ...એ વિચાર ફેરવ્યો છે. ત્રણ ચાર વર્ષ સુધી રાજ્ય છોડવું. પછી એમ લાગે કે મને જંગલમાં વાંચવા લખવાનું તેમજ રાજ્યમાં રાજ્ય કરવાનું સરખું જ સુખરૂપ છે તો પાછું આવવું. એ લાગવું સ્હેલ નથી. અને એમ લાગવાની જરૂર પણ નથી. હું બીજી વાત કહીશ. મને એમ લાગે કે મ્હારો સ્વભાવ રાજ્યકર્ત્તાના જેવો થઇ શક્યો છે તો પાછું આવવું. આમ થવાથી પાછળ રહેલા "કાર્યભારી મેનેજર" સાથે તેમજ પ્રજા સાથે મારો અમુક સંબંધ રહી શકશે, અને તેટલાં વર્ષ પછી ઇચ્છા જ પાછું આવવાની થાય તો પશ્ચાત્તાપ કરવાનું રહે નહિ. જો કે હમેશ માટે રાજ્ય છોડી દેતાંયે મને મ્હારી પોતાની ખાતર રાજ્ય કરવા પાછું આવવાનું મન થશે એમ હું ધારી શકતો નથી. કોઇ દુઃખથી, કોઇ ક્ષણના વિચારથી હું રાજ્ય છોડી જતો હોત તો એ ધાસ્તી રહેત પરંતુ એમ નથી. મને કાઇ પણ વિચાર કરવાની શક્તિ ન હતી ત્યારની આ ઇચ્છા છે, અને અનેક વિચારો ઇચ્છાઓ ફરી ગયા છતા તે તેવી ને તેવી જ રહી છે: વધતી ગઇ છે. એટલે આ ધારણા એક તોર જેવી નથી. તોપણ અમુક મુદત પછી પાછું આવવું છે એ વિચાર રાખીને જવું એ વધારે ઠીક છે. મ્હારી પ્રજા સુખી રહેશે, પાછું આવવાની જરૂર નહિ લાગે તો પ્રભુની કૃપા, નહિ તો પાછો આવીશ. તે કાળે આપ કહેશો તેમ કરીશ, એ પણ અત્યારથી જ ખાતરીપૂર્વક કહી શકું છું. અત્યારે આપ મ્હારા વિચારથી બિલકુલ ઉલટા વિચારના હશો તો અત્યારે પણ નાશી જવાનો નથી. પરંતુ તેમાં એક ભય છે. મને માફ કરશો. મને લાગે છે તે કહીશ. મને એ કહેતાં સંકોચ પણ થાય છે, છતાં મારે એ કહેવું જોઇએ. આપ મને કહેશો તો હું અહીં રહીશ. એ વિચારને કાઢી નાખવા પણ યત્ન કરીશ. હાલ એ વિચાર દૂર પણ થઇ શકશે. પરંતુ એ વિચાર ક્યારે ફરી આવશે અને જ્યારે ફરી

આવશે ત્યારે આટલો વિચાર કરવા હું રાહ જોઇ શકીશ કે નહીં એ હું ખરેખર કહી શકતો નથી. ઘણી વખ્ત મને એવું પણ લાગી આવે છે કે હું એક વખ્ત તો એજન્સીમાં લખી નાખું. પછી મને કોઇ રોકવાનું નથી. મ્હારા શુભેચ્છકો જે હમણાં મને રજા નથી આપી શકતા તે પછી મને માફ કરી શકશે, એવું મને લાગે છે. પરંતુ એવું પગલું ભરવું એ બાલકબુદ્ધિ લાગે છે અને હજુ સુધી તો આખરે તેમ નથી કર્યું. હવે પછી હું એમ કરું એ મ્હારી ઇચ્છા પણ નથી અને છતાં તેમ કદી નહિ જ કરું એ કહી પણ શકતો નથી. અત્યારે ચિત્ત શાન્ત છે. ... ... અત્યારે ગોઠવણ થશે તો જ ઉત્તમ થશે એમ મને લાગે છે.

...... મને એક સવાલ પૂછે છે કે "તું આ બધું વિચારી શકે છે છતાં રાજ્ય નહિ કરી શકે એમ કેમ માને છે?" હું આ બધું વિચારી શકું છું એનો અર્થ જ પ્રથમ શું? આ બધામાં સાચું કદાચ નહિ વિચારતો હોઉં હું મ્હારી અનેક સંસારની અને સંસારની બહારની ભાવનાઓમાં કેટલું સાચું વિચારતો હોઇશ અને કેટલું જૂઠું તે કાંઇ જ જાણતો નથી. કદાચ હું દુનિયાની બહારની વાતોમાં સાચેસાચો જ વિચાર કરતો હઇશ (જે હું તો નથી માનતો) તોપણ તેથી હું અમુક કાર્યપર રહી શકું તેવી મ્હારામાં યોગ્યતા માનવી એ ભૂલ છે. દુનિયાની વાતોમા પણ સાચું જ વિચારતો હોઉં તેથી પણ કાર્યમાં મ્હારી કશી યોગ્યતા માની લેવી એ ભૂલ છે. વિચાર કરનારાં અને કાર્ય કરનારાં માણસો એ બે જૂદી જ જ્ઞાતિનાં માણસો છે. વિચારનારાના વિચાર-વાંધા કાર્ય કરનારને અનુકૂલ નથી હોતા. એકને દેશકાલ સાથે બહુ થોડો સંબંધ છે, અન્યને પગલે પગલે દેશકાલનો વિચાર કરવો પડે છે. એક જ્ઞાતિના માનવીને અન્ય જ્ઞાતિના કાર્યમાં યોજવો — એમાંથી જ સૌથી ખરાબ વર્ણસંકરતાનો જન્મ છે, જે વર્ણસંકરત્ત્વ આત્માનું છે. એ બન્ને જ્ઞાતિના વિરોધને એક બનાવનાર જનક જેવા બધા જ થઇ શકે એ આશા અસ્થાને છે. હું રાજ્ય છોડીને બુદ્ધ જેવો નથી બની શકવાનો તેમ હું રાજ્યમાં રહીને જનક જેવો નહિ

બની શકું. મ્હારા જવાથી જે હાનિઓ લાગતી હોય તે મ્હોટી અને નિશ્ચયં રહે તેવી ન હોય તો મને જવા દેવો ઠીક છે. ...... ...ને હું આવું ઉત્તર આપું તો હું ધારૂં છું કે તે જૂઠું નથી — કે "હું કાંઇ જ સાચું વિચારૂં છું એમ હું માનતો નથી. મ્હારા આ જન્મમાં હું એક ન્હાની વાતનો પણ બરાબર સાચો વિચાર કરી શકું છું એવું મને જ્યારે લાગશે ત્યારે મને કૃતાર્થ માનીશ અને પ્રભુનો બહુ જ આનંદથી ઉપકાર માનીશ. કદાચ હું સાચું વિચારતો હોઉં તેથી હું તે પ્રમાણે વર્તી શકીશ એમ માનવું એ ભૂલ છે."

મારા મનમાં બહુ કહેવાનું છે અને બધું કહીને પણ મારૂં મન હું બતાવી શકીશ એમ મને લાગતું નથી, મ્હારા હૃદયને કોઇ પ્રકારે પણ આપ પાસે પૂરૂં બતાવી શકું તેની મને બહુ ઇચ્છા થાય છે. પણ હું એ શી રીતે કરી શકું. હૃદયને જો કાગળ ઉપર મૂકી શકાતું હોય તો મને ખરેખર ખાતરી છે કે આપ મારા વિચારને અનુકૂલ જ થાઓ. જે કાઇ મ્હારે કહેવાનું છે તે આપ જાણો છો એમ માનીને આપનાં પ્રશ્નોના જ ઉત્તર આપીશ.

૧. પત્નીઓમાથી જેને સાથે રહેવા વિચાર હશે તેને સાથે રાખીશ. નિવૃત્ત થઇને હું એકાંતમાં રહી વાચીશ, લખીશ, પ્રભુનો વિચાર કરીશ; ગરીબોમા, દર્દીઓમાં તનનાં અને મનનાં દર્દીઓમાં ગાળીશ અને તેઓને બની શકશે તો કાઇ આરામ આપીશ નહીંતો તેઓમાથી આરામ લઇશ. નિવૃત્ત થયેલાની શાન્તિથી મળતી શુદ્ધ ભાવનાઓ પ્રભુ મને આપશે તે લઇશ. હું પંચધની કે નીલગિરિમાં રહેવા ધારૂં છુ. ત્યાં બહુ વૃષ્ટિ ન હોવાથી આખું વર્ષ રહી શકાય તેવા પર્વતોમાં રહેવા ધારૂં છું. મને કૉલેજમાં મળતું તેટલું મળશે તો મને કાંઇ જ તંગી રહેશે નહિ. તેથી પણ કમ આપશે તોયે ચાલશે. એક સામાન્ય ગૃહસ્થધી કરશો વિશેષ ખર્ચ રાખવા મ્હારી ઇચ્છા નથી. સામાન્ય ખર્ચ નીકળે અને કાઇ અણધાર્યાં ખર્ચ માટે વધી શકે તો બસ છે. આટલું થયા પછી અને એકાદ વર્ષ તેમ ચાલ્યા પછી વધારે રકમ લેવી મ્હને ઠીક નહિ લાગે તો મ્હારી મેળે હું મ્હને મળતી રકમમાંથી ઓછી લઇશ. અને એ લેવાની રકમ રાજ્યને

ભારે નથી એમ લાગશે તો તેટલી લીધા કરીશ. વધેલી રકમનું શું કરવું એ તો એ વખતે નક્કી થઇ શકે. મલ્લરાજની પેઠે રાજ્યમાં રહ્યા છતાં મ્હારાથી નિવૃત્ત નહિ રહી શકાય. મલ્લરાજની દૃઢતા કે દુનિયાદારીનું જ્ઞાન અંશમાત્ર પણ મ્હારામાં નથી. દુનિયાદારીના તે કાળ જેવા મ્હોટા નહિ તો ન્હાના ન્હાના પણ અનેક સવાલો અહિં આવવાના. ... ... હાલ મ્હારે એકલાં રહેવું જોઇએ, એકલાં વિચાર કરવો જોઇએ, દુનિયાના સર્વ પાસથી દૂર થઇ જવું જોઇએ, તો જ કોઇ કાળે પણ હું રાજ્ય પર ફરી આવી અહીં રહીને નિવૃત્ત રહી શકું એવું બનવાનો સંભવ છે. — જે કોઇ પર શ્રદ્ધા ન રાખીને કરે છે તેનું તે જ હું ઘણીવાર સર્વ પર શ્રદ્ધા રાખીને કરૂં છું. એ પ્રકૃતિ કાંઇ એકદમ બદલાઇ જવાની નથી, પ્રકૃતિ એકદમ બદલવી એ મ્હારી શક્તિની વાત નથી, અને એની એ પ્રકૃતિ મારી કાયમ હોય ત્યાં સુધી હું રાજ્યમા રહેવા માગતો નથી. + + +

હાલ આથી વિશેષ કાંઇ કહેવાનું નથી.

આપનો સ્નેહાધીન

સુરસિંહ

# કલાપીના પત્રો: ૬. શ્રી વાજસુરવાળા ઉપરના

## ૧૪૦–૧

લાઠી ૩૦–૪–૯૫

વ્હાલા ભાઈ,

"નદીનું સિંધુનું નિમંત્રણ" અને "વૃદ્ધ ટેલીયો" મોકલું છું. નિમંત્રણ માટે કાંઇક મારા તરફથી લખાઇ ગયું છે. વર્ડ્ઝવર્થ એમ માનતો લાગે છે કે કોઇ માણસની અથવા કોઇ માણસની ઝિંદગીના એક બનાવની સાદી સીધી વાત કરી એમાં કાવ્ય બની જાય છે. એ જ રીતિથી એટલે વર્ડ્ઝવર્થની એ શૈલિને અનુસરી હજુસુધી ત્રણ જ કાવ્ય લખાયાં છે. "સારસી" "શેલડી*" અને "વૃદ્ધ ટેલીયો". જો કે એ ત્રણેમાં કાગડો હંસની ચાલ ચાલવા જાય અને જેવું બને તેવું બન્યું છે. વર્ડ્ઝવર્થ સાદાઇમાંથી કાંઇક અદ્ભુત ચમત્કાર ઉપજાવી શકે છે. એ શક્તિ બધા કવિઓમાં કેટલેક અંશે હોય છે. પણ હૃદયની લાગણીની તીવ્રતા કે મંદતાથી કુદરતનું ચિત્ર આપતા કાં ઘસડાઇ જવાય છે કે કાં પાછળ રહી જવાય છે. શેલીને જોશું તો દરેક સ્થાને તે વાગ્ધારાના ફાલમાં જ ઘસડાતો અને ઘસડાતો માલૂમ પડશે. વર્ડ્ઝવર્થ એક જ સ્થાને ઊંચો રહેલો દેખાય છે. માથું નીચું નમાવીને ધોળા વાળમાં પડેલી ટાલ પર લીસો હાથ ફેરવતો દેખાય છે. True to Nature નો એ એક જ મહાત્મા છે. કહેવાનું તો કહી જવું એ નિર્ણયપર જ્યારે વર્ડ્ઝવર્થ આવે છે ત્યારે તે કોઇમાં નથી એવું પેદા કરી શકે છે. ત્હારૂં લક્ષ્ય આ છે પણ એ કાર્ય મ્હારા સ્વભાવને પ્રતિકૂલ

---

* વૃદ્ધ માતા.

લાગે છે કે કાં તો તે બહુ કઠિન કાર્ય છે પણ એ રસ્તે ચાલતાં હજુ સુધી મને સંતોષ નથી મળ્યો. હજુ આગાડી એવો યત્ન કરીશ. જોઇએ શું થાય છે. આમ થાય છે માટે "વૃદ્ધ ટેલીયો" ને એક વખત બીજાં કાવ્યો સાથે સરખાવી જોશો. ને એક વખત "સારસી" અને "શેલડી" સાથે સરખાવી જોશો, "નિમંત્રણ" જો કે વધારે સારૂં છે પણ તે મ્હારો જ હંમેશનો માર્ગ છે. પણ "ટેલીયા" પર જરા તીણી દૃષ્ટિ રાખશો. નવા માર્ગમાં કેટલે અંશે અને શું ખામી રહે છે તે જણાવવાની દરકાર છે.

વિવેચન વાંચ્યાં. તેને માટે શું લખું? વિવેચનનું વિવેચન શું હોય? ભાઇનો વિવેક પણ છેલ્લે ઠીક દેખાય છે, તબીયતની ફરિયાદ લાંબી ચાલે એ ઠીક નથી. મ્હારા ધારવા પ્રમાણે કાંઇ પણ નિયમસર કસરતનો મહાવરો રહે તો તે બહુ જરૂરનું છે. તેમાં જેટલો વિલંબ થાય છે તેટલું મને તો નુકસાન લાગે છે.

આપનો

સુર

## ૧૪૧–૨

લાઠી તા. ૨૧–૧૨–૯૭

મ્હારા વ્હાલા ભાઈ,

મ્હારૂં હૃદય કોઇ મીઠા ઉપકારમાં દ્રવી રહેલું છે. ત્હારૂં આ પત્ર વાંચીને તું તે છબી મને આપશે તે ઉપકાર નહીં પણ કાંઇક બીજું જ. ત્હારી હૃદયની ભીતિ મ્હને ઉપાડીને કોઇ ઉપકારના મોટા સમુદ્રમાં ફેંકી દે છે. અહો! હું શું લખું? પણ એટલું જ કે તું ન હોત, તું મને ન મળ્યો હોત તો મારી ઝિંદગીમાં ઘણું સમજવાનું જોવાનું હૃદયસૌંદર્ય બાકી જ રહી જાત. પ્રભુ તને કાયમ આબાદ રાખે. તું ડરીશ નહીં. રમા તારી પાસેથી મળેલી છબીને જોશે અને તે જાણીને તે એ બક્ષનાર હૃદયની કદર કરશે. તારી આ ભીતિ પણ તે વાંચશે અને તે એવા હૃદયને કેમ નહીં સમજી શકે? પોતાના પતિનો એક મિત્ર અને તે પણ એક રાજા પોતાની લાગણીઓની

આટલી બધી દરકાર રાખે છે એ રમાને કેમ લાગ્યા વિના રહેશે ? શું આટલું તેને ઝિંદગીભર મગરૂર રાખવાને બસ નથી ?

સ્થૂળ શારીરિક સંબંધ ભોગવિલાસ એ તો સૂક્ષ્મની કાંઇ ખામીને લીધે જ છે. તારા નિર્ણયથી બીજો ઉત્તમ નિર્ણય કયો હોય ? પણ સ્થૂળથી પેદા થયેલા સ્થૂળમાં વસતા માનવિને સૂક્ષ્મમાત્રથી ઘણું કરીને એકદમ સંતોષ થતો નથી. મને તો હજુ થતો નથી. જેને એવો નિર્મળ સંતોષ મળે તે ખરેખર બહુ જ ભાગ્યશાળી છે. પણ સંતોષ ન થાય હૃદય હીજરાયા કરતું હોય તો સ્થૂળનો અનુભવ પણ મેળવી લેવામાં જો તે વિચારપૂર્વક થાય તો પાપ તો નથી જ. ઉચ્ચતા તો સૂક્ષ્મના લ્હાણામાં જ છે. પણ આવો અનુભવ કયારે થયો, શી રીતે થયો. ? હોય તો તરણા આડો ડુંગર. પણ એ તરણું કયારે અને કેવી રીતે ખસ્યું ? મને તો ત્હારૂં હૃદય વાચી બહુ જ આનંદ થાય છે.

ચિત્રમાં બાલાને ગમે ત્યાં બેસારશો. આપને જે સ્થાન વધારે સારૂં લાગે ત્યાં તેને મૂકશો.

કવિતાઓ બે લખાઇ છે. તે બન્નેની નકલ કરવા કાલે આપી દઇશ.

અત્ર કુશળ. બહુ જ આનંદમાં હો એમાં પૂછવાનું શું. નવા સત્યની ઝાંખી થતાં કોણ આનંદમાં નથી હોતું ?

આપનો
**સુરસિંહ**

## ૧૪૨-૩

શનિ

**વ્હાલા ભાઇ,**

હવે તો કોઇ આશક હોય તો એમ કહે કે રાહ જોઇ જોઇને આંખમાં ફુલાં પડયાં, કયે દિવસે પધારશો ?

આપનો
**સુરસિંહ**

## ૧૪૩–૪

ભાદ્રપદ શુદિ ૩ લાઠી.

વ્હાલા સુમન,
વ્હાલા પાન્થ,

પત્રો આપનાં કાં નિરૂત્તરિત રહ્યાં ? ન જ રહેવાં જોઈએ, પણ શું કરૂં ? આ ભાદ્રપદ શરૂ થવાનો હતો – થયો – કાલે બીજનાં દર્શન કર્યાં. હવે મનમાં શાન્તિ કયાથી હોય ? આપ હૃદય–પુષ્પો અહીં આવવાનાં કયારે તેનું હજુ કાઇ નક્કી થયું નથી. ઓચિંતો આનંદ આપશો તેમા મને આનંદ નથી. મને તો કયારે આવશો એ જલ્દી કહો. એક દિવસના તીવ્ર અચિંતવ્યા આનંદ કરતાં આપ આવશો ત્યાં સુધી હું જાણીશ ત્યારથી આનંદ રહેશે. એ મ્હને વધારે વ્હાલો છે. માટે મહેરબાની કરી કહો કયારે આવશો, કઇ તારીખ કયો વાર ? કૉલેજની રજા પડવા આડા કેટલા દિવસ છે એ જેમ ...... ગણે છે તેથી વિશેષ આતુરતાથી હું દિવસ ગણીશ, અને તેમાં મને ઓચિંતા દર્શન કરતાં વધારે આનંદ થશે. માટે કૃપા કરી લખો કયારે આવશો ? હવે હું કાંઈપણ બીજું લખી શકું તેમ નથી. ક્યારે આવશો ? + + +

\+ + + +

ભાઇ, આપના કાવ્યોની નોટબુક સાથે લાવશો. હવે કાવ્યો માટે વાતચિત પણ અહિં આવશો ત્યારે કરશું. હવે હું કાઇપણ લખીશ નહિ. જેમ બને તેમ જલ્દી આવો. × ×

એ જ સ્નેહાધીન,

## ૧૪૪–૫

લાઠી ૨–૯–૯૪

વ્હાલા સુમન,

કાવ્ય મળ્યું. મને જે લાગે તેમજ લખવા મેં ધાર્યું છે તો તેમજ કરીશ. બે કાવ્ય મ્હારા હાથમાં લેઇશ. આપનું ગઝલ અને આજે મળેલું વિશ્વવિચાર. બીજું માત્ર અમુક કારણથી (એક રાગમાં કાવ્ય રચેલું એ હેતુથી) થયેલું છે. પહેલાને હું પછી

હાથમાં લેઈશ. "વિશ્વવિચાર"ને હું એક "શીઘ્ર કાવ્ય" કહીશ. શીઘ્ર કાવ્ય એટલે શું? કહ્યું અને તુર્ત લખવું (બે ત્રણ મિનિટમાં) એટલી જ "શીઘ્રકાવ્ય" એ શબ્દની વ્યાખ્યા પૂરી થતી નથી. શીઘ્રકાવ્ય એટલે હૃદયના ઉંડા નાદ વિના કાંઇ પણ લાગણી વિના કેટલીક લીટી જોડી કાઢવી એને શીઘ્રકાવ્ય લોકો કહે છે. હું તો શીઘ્રકાવ્યને કાવ્ય જ કહેતો નથી. લાગણી વિનાનું કાવ્ય એ બને જ નહીં. લાગણી જેમાં નહીં તે કાવ્ય નહીં. દલપતરામ ઘણું કરીને એક શીઘ્રકવિ છે. અને તેથી તે કવિ જ નથી. આપ વિચારશો તો જાણશો કે દુનિયામાં જેટલા કવિ (કાલિદાસ કે શેક્સપિયર જેવા શેલી જેવા) મરી ગયા તેથી ઘણા બીજા અજાણ્યા મરી ગયા છે. હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે. આમ છે તેથી જ કેટલાએક કાલિદાસ કરતા ભવભૂતિને મોટો કવિ કહે છે. કેટલીક બાબતમા ભવભૂતિના હૃદય જેવું દુનિયાના કોઇ કવિનું હૃદય કુમળું નથી. આપ મણિભાઇનું ઉત્તરરામનું ભાષાન્તર જરૂર વાંચશો. એ ભાષાન્તર આપણી ભાષામા એક ઉત્તમ ભાષાન્તર ગણાય છે. આપણે તે અહીં સાથે વાંચીશું. ટૂંકું છે. આમ છે તો શીઘ્રકવિ કવિ નહિં અને શીઘ્રકવિતા કવિતા નહિ. કવિતા શું. કવિ શું. આપ જોશો તો લાગશે કે કવિ એ એક આ, આ બીજા કવિથી સારો છે એમ કહેવાય જ નહીં, દરેક દરેકના વિષયમા ઉત્તમ છે. કાલિદાસ સારો કે શેક્સપિયર સારો, શેલી સારો કે વર્ડઝવર્થ સારો એ કાંઇ જ કહી શકાય નહીં. બધા જ સારા અને સરખા સારા. આનું કારણ શું? કવિ, ખરો કવિ એ એકાન્તિક છે. તે ઉત્તમ છે. દરેકનો વિષય જૂદો છે છતાં એક છે. અને તે ઉત્તમ જ છે. એટલે અમર રહેવાનો. જેમાં કાંઇ નવું છે તે જ કવિ. જેમાં કાંઈ નવું છે તે જ કાવ્ય. હવે વિશ્વવિચાર લેજો. આપ કહેશો મ્હને કાલિદાસ અને ભવભૂતિ સાથે ક્યાં મૂક્યો. પણ તેમાં અડચણ નથી. ચાર ચાર લીટીનો એકેકો શ્લોક લખનાર અમરૂ પણ મ્હોટો કવિ કહેવાય છે. લાંબુ જ લખવું જોઇએ એ કાંઇ કવિતામાં નિયમ નથી. આપનાં બધાં કાવ્યો ઉત્તમ છે. કારણ કે તેમાં કાંઇ નવું છે પણ

"વિશ્વવિચાર"માં તે નથી. એટલે તે કાવ્ય નથી. તેની છેલ્લી બે લીટી એ જ કવિતા છે. વળી આપ હમેશાં વિશ્વ નમાલું છે એમ માનો છો. આ વિચાર બિલકુલ જૂઠો છે, ઇશ્વરને આપ આ વિચારથી અપમાન આપો છો. કુદરતની ન્હાનામાં ન્હાની કૃતિ પણ નકામી નમાલી નથી. આપ કુદરતનું (કુદરતમાં જનહૃદય પણ આવી જશે) સૌંદર્ય જોતાં શીખો. વ્હાલી અને ન્હાનું બાળક મરણ બાદ પડ્યા રહેવાનાં નથી. એ આપણાં ગુરુ છે અને પ્રેમ અથવા મોક્ષના ભોમીઆ છે. એક ઝાડ, એક પહાડ, એક ફુદડું, એક ફૂલ એ બધાં આવા ભોમીઆ છે. તે નકામાં નમાલાં નથી.

આપનું ગઝલ તપાસો, ત્યાં પણ તે નિરાશા તે શિથિલતા લાગશે. દુનિયાનો અભાવ ત્યા પણ રજૂ છે. મ્હારી આ ચાર લીટી જોજો.

તમારા રાજ્યદ્વારોના
ખૂની ભભકા નથી ગમતા
મતલબની મુરવ્વત ત્યાં
ખુશામદના ખજાના જ્યાં.

મ્હારો હેતુ એક આવું ખરાબ ચિત્ર આપી કાંઇ સુધારવાનો છે, તેમાં ખરાબ વસ્તુનો તિરસ્કાર છે પણ તેમાં નિરાશા નથી. શેલીનું હૃદય જોજો તે તિરસ્કારમય કેટલીક વખ્ત તો દેખાશે. કેટલીક વખ્ત નિરાશામય દેખાશે. પણ આ બધા બહારના દેખાવ છે. ઉંડી ઉંડી તો આશા — અતિ ઉજ્જ્વળ આશા — તેના કાવ્યોમાં ચળકી રહી છે. અને જે તિરસ્કાર દેખાય છે તે માત્ર માણસ ભાઇ છે અને તે ક્રૂર છે કે દુઃખી છે આ વિચારથી ઉત્પન્ન થયેલી અનુકંપા જ છે. અથવા પ્રલયકોપ છે. શેલી જેવો મનુષ્યજાતિને ધિક્કારે કેમ? આપ જ્યાં સુધી બ્રહ્માંડનું સૌંદર્ય જોતાં શીખશો નહીં ત્યાં સુધી કવિતાનું ખરૂં સ્વરૂપ જોઇ શકશો નહીં. આપનું ગઝલ એક સારૂં કાવ્ય છે. તેમાં નવું છે. પણ બિચારાંને આપ લખો છો તેમ પ્રવાહ મળી શક્યો નથી. અને એ ... કહે છે તેમ સારૂં થયું છે. હું ... ના મતને મળતો છું.

સંન્યાસી થાઓ તો શંકર જેવા થજો. શંકર સંન્યાસી હતો પણ વિશ્વનું સૌંદર્ય તે પી ગયો હતો. નહિં તો બુદ્ધને દેશનિકાલ તે કદી કરી શકત નહિં. પ્રવૃત્તિહીન મોક્ષને પણ હું નથી માનતો. પ્રેમહીન હોય તો જ પ્રવૃત્તિહીન હોય. પ્રેમહીન મોક્ષ હોય જ નહિ. નિરાશા એ જડતાનું બીજું નામ છે. પ્રેમહીન, પ્રવૃત્તિહીન મોક્ષ હોય તો તે મોક્ષ નિરાશા છે જડતા છે અને ઉત્તમ નહિં પણ અધમ સ્થિતિ છે. પ્રેમના અને પ્રવૃત્તિના પૂરા ભક્ત બનો. અને પછી આપ અજબ કામ કરી શકશો. મારા કરતાં તો આપ હજારગણું વધારે કરશો. હવે મળશું ક્યારે તે તો કહો. એ જ,

આપનો

સુર